# સોહાગણનાં સપનાં



## લેખક :
## એચ. એન. ગોલીબાર

મુખ્ય વિક્રેતા :
**નવભારત સાહિત્ય મંદિર**
૧૩૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૪૦૦ ૦૦૨
ફોન : ૨૦૧ ૭૨૧૩ * ૨૦૮ ૫૫૯૩
દેરાસર પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૩૮૦ ૦૦૧
ફોન : ૨૧૩ ૫૩૭૨ * ૨૧૩ ૨૯૨૧
બુકશૅલ્ફ : ૧૬-સીટી સેન્ટર, સ્વસ્તિક ચાર રસ્તા,
સી. જી. રોડ, નવરંગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯
ફોન : ૬૪૪ ૧૮૨૬ * ૬૫૬ ૩૭૦૭

# ૧

સાંજના સાત વાગવાની તૈયારી હતી. સૂરજ લગભગ ડૂબી જવા આવ્યો હતો. છતાંય અંધારું હજુ થયું નહોતું. વાતાવરણમાં હળવી ઠંડક હતી. બરાબર આવા સમયે એક ટૅક્સી બંગલા પાસે આવીને ઊભી રહી.

ઘેરા લીલા રંગનું નવી ફૅશનનું પૅન્ટ અને એવા જ મૅચિંગ રંગનું બુશર્ટ પહેરેલો અશોક ટૅક્સીમાંથી બહાર નીકળ્યો. એણે ટૅક્સીની પાછલી સીટ અને ડીકીમાં મૂકેલો સામાન ઉતારીને નીચે મૂક્યો અને પછી ડ્રાઇવરને એણે ભાડાના પૈસા ચૂકવી દીધા, પાકીટ પાછું ખિસ્સામાં મૂકતાં પહેલાં એણે આસપાસ એક નજર ઘુમાવી.

આખો વિસ્તાર બિલકુલ શાંત હતો. આસપાસ કેટલાક નાના-નાના બંગલા જેવા મકાનો હતાં. અહીં લગભગ સુખી લોકો રહેતા હતા. અશોક પોતે જ્યાં ઊભો હતો એ બંગલો ઘણો જ વિશાળ અને ભવ્ય હતો. એણે ટૅક્સીમાંથી ઊતરતાં પહેલાં જ બંગલાના ઝાંપા પાસે લગાડેલી આરસની તકતીમાં જોયું હતું. તકતી ઉપર 'આરતી-ભવન' લખ્યું હતું. જગ્યા બરાબર હતી.

ટૅક્સી ઊપડી ત્યારબાદ અશોકે ફરી એકવાર 'આરતી-ભવન' તરફ જોયું. નાનકડી હવેલી જેવો ભવ્ય અને સુંદર બંગલો જોઈ એ મનોમન ખુશ થઈ ઊઠ્યો.

લખનવથી દિલ્હી આવતાં પહેલાં એણે સાંભળ્યું હતું કે, દિલ્હીમાં મકાનની બહુ જ તકલીફ છે. રૂપિયા ખરચવા છતાંય સારું મકાન મળતું નથી. છતાંય રાયબહાદુર ઍન્ડ કંપનીમાં સારી નોકરી મળે એમ હતી એટલે એ દિલ્હી આવવાની લાલચ રોકી શક્યો નહોતો અને પોતાના માલસામાન

સાથે એ દિલ્હી આવી ગયો હતો.

રાયબહાદુર એન્ડ કંપનીની ઑફિસમાં એક-બે જણને મુલાકાત દરમિયાન તેણે મકાન અંગે પૂછ્યું હતું. પરંતુ એને બહુ ખરાબ જવાબ મળ્યો હતો. એની જ ઑફિસમાં કામ કરતા એક સાથીએ તો ત્યાં સુધી કહ્યું હતું કે, 'ભાઈ, આ દિલ્હી છે, દિલ્હીમાં મકાનોની તંગી છે. અહીં તો કોઈના દિલમાંય રહેવાની જગા મળતી નથી.'

અને એ જવાબ સાંભળીને અશોક ઠરી ગયો હતો. પરંતુ એ જ દિવસે જ્યારે એની મુલાકાત ઑફિસના જનરલ મૅનેજર બનારસીદાસ સાથે થઈ ત્યારે બનારસીદાસે એની મુશ્કેલીનો અંત આણી દીધો હતો. એણે કહ્યું હતું : 'મારા એક સંબંધીનું મકાન ખાલી જ છે. માત્ર આઠસો રૂપિયાં જ ભાડું છે.' અને એમ કહેતાં જ એણે ટેબલ ઉપર પડેલા કોરા કાગળમાં 'આરતી-ભવન'નું સરનામું લખી આપ્યું હતું.

અશોક બનારસીદાસ ઉપર ખુશ થઈ ગયો હતો અને પૂછ્યું હતું : 'પણ પાઘડી કેટલી હશે ?'

જવાબમાં બનારસીદાસ હસી પડ્યો હતો, 'મારા સંબંધીનું જ મકાન છે અને તમેય કંઈ પારકા નથી. એટલે પાઘડી આપવાની નથી. આજે જ પહોંચી જજો.'

અને ત્યારબાદ ખુશખુશાલ અશોક આરતી-ભવન પહોંચી ગયો હતો. આરતી-ભવનની કેટલીક ચાવીઓ બનારસીદાસે એને આપી હતી. અશોકે એ ચાવીઓ બહાર કાઢીને ઝાંપા ઉપરના તાળાને લગાડી. પણ તાળું બિલકુલ કાટ ખાઈ ગયું હતું. આસપાસ જાળાં જામી ગયાં હતાં. ઝાંપાના સળિયા વચ્ચે પણ જાળાં લાગ્યાં હતાં અને એની ઉપર ધૂળ જામી ગઈ હતી. અશોકે ઘણી મથામણ કરી પણ તાળું ઊઘડ્યું નહિ. પણ ગમે તેમ કરીને એ તાળું ઉઘાડવાનું હતું. ન ઊઘડે તો તોડી નાંખવાનું હતું. અશોકે તાળું તોડવાનો વિચાર કરીને, પથરો શોધવા નજર ફેરવી.

પણ નજર ફેરવતાં જ એના અચરજનો પાર રહ્યો નહિ. આસપાસના

બંગલાવાળાઓ પોતપોતાના બંગલાની બહાર આવી ઊભા હતા. પોતે જ્યાં ઊભો હતો, બરાબર એની સામે જ એક ટોપીવાળા સાહેબ ઊભા હતા. એના મોઢામાં લાંબી પાઇપ હતી. અને એમની પાસે જ એક લાલ કપડાં પહેરેલી કિશોરી ઊભી હતી. બધા એકીટસે અશોકને જોઈ રહ્યાં હતાં.

બધા પોતાને આમ તાકી-તાકીને જોઈ રહ્યાં હતાં એટલે અશોકને ખૂબ નવાઈ લાગી. છતાંય એ પેલા પાઇપ અને ટોપીવાળા આધેડ વયના સાહેબ તરફ આગળ વધ્યો. પણ એ પેલા સાહેબની નજીક પહોંચે એ પહેલાં જ એમની પાસે ઊભેલી લાલ કપડાંવાળી છોકરી એકદમ ડરી ગઈ હોય એમ 'ભુઉઉઉઉઉઉત !' કહેતી પાછળ વળીને અંદર બંગલામાં દોડી ગઈ.

અશોક એની આ હરકતથી ડઘાઈ ગયો. પણ ગમે તેમ તોય એ અહીં અજાણ્યો હતો. આ લોકોથી એને કામ પાડવાનું હતું. એટલે એણે એ છોકરીની આવી હરકતથી માઠું લગાડ્યા વિના એ સાહેબને કહ્યું : 'મારે તાળું તોડવું છે. તમારી પાસે કંઈ હથિયાર જેવું છે ?'

પેલા સાહેબ ડોકું હલાવતાં બોલ્યા : 'હા, હા, છે.... અને પાછળ ફરીને એમણે બગીચામાં ખાડો ખોદવા માટેનો લોખંડનો અણીદાર સળિયો આપતાં કહ્યું : 'બેટા, જરા સંભાળીને ખોલજે, બહુ જ વરસોથી આ મકાન બંધ છે.'

અશોકને એ વાત સહેજ વિચિત્ર લાગી. દિલ્હીમાં મકાનોની આટલી તંગી છે છતાંય આ મકાન કેમ બંધ હશે ? પણ એના મનની શંકાનો જવાબ એને તરત જ મળી ગયો. બાજુના બંગલામાંથી એક ભાઈ એની નજીક આવી ગયો : 'ભાઈ, આ વિસ્તારના અજાણ્યા લાગો છો કેમ ?'

'હા, હું લખનવથી આવ્યો છું.'

'આ મકાન તમે લીધું છે ?'

'ના, ભાડે રાખ્યું છે.'

'એ બહુ જ સારું કર્યું છે. પણ તમે મારી એક સલાહ માનશો ?'

એ ભાઈની વાતો સાંભળીને અશોકના મનમાં અચરજ તો થયું હતું પરંતુ એની સાથોસાથ વાત સાંભળવાની આતુરતા પણ વધતી જતી હતી. એણે એ વાત જાણવા અધીરાઈથી પૂછ્યું : 'બોલો, શું કહો છો ?'

'તમે આ તાળું ખોલવાનો અને આ મકાનમાં રહેવાનો વિચાર માંડી વાળો.'

'કેમ ?' અશોકનું અચરજ બેવડાઈ ગયું હતું.'

'કેમ શું ? આ મકાન ભૂતિયું મકાન છે. અહીં આજ સુધી કોઈ રહી શક્યું નથી.'

અશોક હસી પડ્યો : 'બસ એટલું જ ને ! હું ભૂત-બૂતથી ડરતો નથી.' કહેતાં એણે તાળામાં ભરાવેલા સળિયાને એક જોરદાર આંચકો માર્યો અને તાળું તરત જ તૂટીને નીચે પડી ગયું.

અશોકની બેપરવાઈ જોઈને પેલા ભાઈએ ચેતવણી આપી : 'જુઓ, મકાન તો તમને ઘણાં મળી રહેશે પણ ગયેલો જીવ પાછો નહીં મળે. મારી વાત માની જાવ.'

પણ અશોક સાચે જ ભૂત-બૂતમાં માનતો નહોતો. આજ સુધીમાં એને કોઈ ભૂતનો પરચો થયો નહોતો. જોકે, એના મા-બાપ અને કેટલાક મિત્રો ભૂતપ્રેતની વાતો અનેકવાર કરતાં હતાં પરંતુ અશોક એ વાતને હસીને ઉડાવી દેતો હતો. આજે પણ એણે એ વાત હસીને ઉડાવી દીધી. અને કાટ તેમ જ સુકાયેલા કાદવથી જામ થઈ ગયેલા ઝાંપાને ખોલવા માટે મહેનત કરવા લાગ્યો.

પેલો એને ચેતવણી આપી રહેલો ભાઈ ચુપ થઈ ગયો, પણ એની જગ્યાએ કોઈક બીજો મોટી ઉંમરનો ડોસો આવીને ઊભો રહ્યો : 'બેટા, જિદ્દ મૂકી દે. હમણાં પાંચ-સાત વરસ પહેલાં જ એક તારા જેવો જુવાન અહીં રહેવા આવ્યો હતો. અને લોકોએ એને બહુ સમજાવ્યો પણ એ તારા જેવો જ જિદ્દી હતો. રાતના એ આ બંગલામાં રોકાયો અને ડબ્બો અને એક બિસ્ત્રા સિવાય સવારે એ ખતમ પણ થઈ ગયો બિચારો....!'

અશોકે એ ડોસાની વાત કાને ધરી નહીં, ત્યાં એક યુવાન આવીને એને ઝાંપો ખોલવામાં મદદ કરવા લાગ્યો. અશોકે ઝાંપાને પૂરા જોરથી ધક્કો મારતાં એની તરફ એક નજર ફેરવી લીધી અને પછી પાછો કામમાં લાગી ગયો. બન્ને જણાએ એકીસાથે જોર લગાવીને ઝાંપો ખોલી નાંખ્યો પણ ઝાંપો પૂરેપૂરો ખૂલી રહે એ પહેલાં જ પેલો યુવાન એક ચીસ સાથે ઊછળ્યો. અશોકે ગભરાઈને એ તરફ જોયું તો એક સાપ ફૂંફાડા મારતો હતો. એ સાપનો પાછળનો ભાગ લોખંડના ઝાંપા અને નીચે જમીન પરના માટીના સખત થર સાથે દબાઈ ગયો હતો. સાપ જોરથી તરફડી રહ્યો હતો. એનો પાછલો ભાગ છુંદાઈ ગયો હતો. અશોક તરત જ પેલી લોખંડની પાઇપ ઉઠાવીને સાપના મોઢા ઉપર ફટકારવા માંડ્યો. થોડી જ વારમાં સાપના છુંદેછુંદા થઈ ગયા.

સાપથી ડરી જઈને દૂર ઊભેલા એ યુવાને કહ્યું : 'ભાઈ, તમને અપશુકન થયાં છે. તમે એ મકાનમાં જવાનું માંડી વાળો.' પણ અશોકે એની તરફ ધીમેથી હસીને પોતાનો સામાન ઉઠાવ્યો. જોકે, સામાનમાં એક પેટી, એક મોટો ડબ્બો અને એક બિસ્ત્રા સિવાય કંઈ હતું નહીં.

બંગલાનું બારણું પણ ઝાંપાની જેમ બંધ હતું. સામાન ત્યાં જ મૂકીને અશોક પાછો ફર્યો અને પેલી લોખંડની પાઇપ ઉઠાવી લાવ્યો. તાળા ઉપરનો કાટ જોતાં જ એને ખ્યાલ આવી ગયો હતો કે આ તાળું પણ ચાવીથી નહીં ખૂલે, એને તોડવું જ પડશે, અને એણે લોખંડની પાઇપના ત્રણેક ફટકાઓ મારીને એ તાળું પણ તોડી પાડ્યું. તાળું તોડ્યા પછી એણે જામ થયેલી સાંકળને ખોલી અને પછી ખૂબ જોરથી એ જામ થયેલા બારણાને ધક્કો માર્યો.

બારણું ખૂલતાં જ એ ડરીને જમીન પર બેસી ગયો. એક વિકરાળ અને વિશાળ કાળો પડછાયો એની ઉપર ધસી આવ્યો. એક વિચિત્ર, ગંદી અને ખરાબ ગંધ એના નાકમાં ઘૂસી ગઈ. અશોક નાક દબાવતો એ ગંધ સાથે જમીન ઉપર ગબડી પડ્યો અને અંદરથી ધસી આવેલો પેલો વિશાળ અને વિકરાળ પડછાયો એના માથા ઉપર થઈને બહાર નીકળી ગયો.

અશોક ડરી ગયો હતો. ગભરાટથી એની આંખો પહોળી થઈ ગઈ હતી. છતાંય એની નજર પેલા પડછાયા તરફ હતી. જ્યારે એ પડછાયો બહાર નીકળી ગયો ત્યારે જ અશોકને ખ્યાલ આવ્યો કે એ તો બાજ કે સમડી જેવું કોઈ પંખી હતું. એના જીવમાં જીવ આવ્યો. એ ઊભો થયો. એણે નિરાંતનો દમ લીધો. અત્યારે ઠંડી મોસમમાં પણ એને શરીરે પરસેવો વળી ગયો હતો. એણે ખિસ્સામાંથી રૂમાલ કાઢ્યો અને ચહેરા અને હાથ પરનો પરસેવો લૂછ્યો. એણે આસપાસ એક નજર ઘુમાવી. બધા બંગલાવાળાઓ પોતપોતાના બારણે ઊભા કુતૂહલથી એને જોઈ રહ્યા હતા. સામેના મકાનની અગાશીમાં પેલી લાલ કપડાંવાળી પંદર-સોળ વરસની છોકરી એને ભયભીત નજરે એકીટસે જોઈ રહી હતી.

અશોક મનોમન એમની ઉપર હસી પડ્યો. પછી એક નજર મકાનની અંદર ફેરવી. હવે મકાનની અંદરથી કોઈ ગંધ આવતી નહોતી. એણે સામાન ઉઠાવ્યો અને અંદર ચાલ્યો ગયો.

ખરેખર ઘણાં વરસથી એ મકાન ખોલવામાં આવ્યું નહોતું. નીચે જમીન ઉપર માટીના અને કચરાના થર જામી ગયા હતા. એ બધી જ જમીન પંખીઓની હગારથી ખરાબ થઈ ગઈ હતી.

અશોકે એક તરફ સામાન મૂકી દીધો અને પછી ધીમે-ધીમે એણે મકાનની બારીઓ ખોલવા માંડી. મકાનની બારીઓ ખોલતાં-ખોલતાં જ એનો હાથ સ્વિચ તરફ ગયો. બહાર હવે અંધારું છવાઈ ચૂક્યું હતું. અંદર પણ ખૂબ અંધારું હતું. અશોકે બત્તી સળગાવવા ચાંપ દબાવી. પરંતુ બત્તી ન થઈ. અશોકને લાગ્યું કે જરૂર ક્યાંકથી વાયર કપાઈ ગયા હશે. ફ્યૂઝ પણ ઊડી ગયો હશે. ગમે તેમ પણ આજની રાત આ અંધારામાં વીતાવવી પડશે.

અચાનક એનું ધ્યાન બારણાં તરફ ગયું. બારણાંમાં એક મોટા ઘૂંઘટવાળી ઓરત ઊભી હતી. અશોક આ રીતે અચાનક અને ચુપચાપ આવીને ઊભેલી ઓરતને જોઈને ડરી ગયો. થોડીવાર પહેલાં જ પડોશીઓએ એને આપેલી ચેતવણી યાદ આવી : 'એ મકાનમાં ભૂત રહે છે. થોડાં વરસો પહેલાં જ આ મકાનમાં એક યુવાન રાતના રોકાયો હતો અને સવારના

એની લાશ મળી હતી.

અશોક એ વિચારમાત્રથી પરસેવે રેબઝેબ થઈ ગયો. એના શરીરમાંથી ઠંડીનું એક લખલખું પસાર થઈ ગયું. એને થયું : 'શું પોતે પણ આવતી કાલ સવાર સુધીમાં ખતમ થઈ જશે ?'

એણે ગભરાટથી આંખો ઊંચી કરીને એ ઘૂંઘટવાળી ઓરત સામે જોયું. એ ઓરત ચાંદીની ઘંટડીઓ રણકે એમ ખિલખિલાટ હસી પડી. કોઈ ચુડેલ કે ડાકણ હસતી હોય એમ અશોકને લાગ્યું. જેમ-જેમ એ હસતી ગઈ તેમ-તેમ અશોકનું શરીર ઠંડું પડતું ગયું.



# ૨

'ચોંકી ગયા કે શું બાબુજી ?'

ગભરાઈને પરસેવે રેબઝેબ થયેલો અશોકને જોઈને એ ઘૂંઘટવાળી ઓરત બોલી.

એ ઓરતનો અવાજ સાંભળ્યા પછી અશોકમાં સહેજ હિંમત આવી. એણે પોતાની બધી જ હિંમત અને સાહસ ભેગાં કરીને બોલવાનો પ્રયત્ન કર્યો : 'તું.... તમે કોણ છો ?'

'હું.....રાધા છું - કામવાળી.' એ ઘૂંઘટવાળી ઓરતે પોતાની ઓળખાણ આપી. અને પછી એ એક-બે ડગલાં આગળ વધીને બોલી : 'મારી બહેન બનારસીદાસને ત્યાં કામ કરે છે. અને બનારસીદાસે જ મને અહીંયાં આવવા માટેની ભલામણ કરી છે.'

'ઓહ....!' એક જોરદાર શ્વાસ લઈને અશોક એક તરફ બેસી ગયો. એનો બધોય ડર - બધોય ગભરાટ હવામાં ઊડી ગયો હતો. એને પોતાની કંપનીના સંચાલક બનારસીદાસ તરફ માન જાગી આવ્યું. એ કેટલો ભલો આદમી છે. એણે મકાન સાફ કરવા માટે કામવાળી પણ મોકલી છે. એણે મનોમન એ બનારસીદાસનો આભાર માન્યો અને પછી રાધાની ઉપર એક નજર નાંખી એણે કહ્યું : 'પણ કામ કેવી રીતે કરીશ ? અહીં લાઇટ નથી.'

રાધા બોલી : 'અત્યારે હું ફાનસ લઈને આવું છું. સવારે તમે લાઇટ ઠીક કરાવી લેજો.'

રાધા પાછી વળવા જતી હતી ત્યાં અશોકે એને પૂછ્યું : 'પણ અત્યારે

તું ફાનસ ક્યાંથી લાવીશ ?'

'અહીં બંગલાની પાછળ આવેલી ઝૂંપડપટ્ટીમાં જ મારું ઘર છે. ત્યાંથી હું હમણાં જ ફાનસ લઈ આવું છું. બસ પાંચ મિનિટ માંડ લાગશે.'

રાધા પાયલ ખણકાવતી ચાલી ગઈ. અશોક એના રૂપાળા પગને જતાં જોઈ રહ્યો. એના મનમાં એવો વિચાર આવ્યો કે 'જો રાધાના પગ આટલા રૂપાળા છે તો એનો ચહેરો કેટલો સુંદર હશે ? એનું શરીર કેવું હશે ?'

અશોક રાધાના વિચારોમાં પરોવાયેલો હતો ત્યાં અચાનક એક જોરદાર ઝપાટા સાથે હવા કમરામાં ધસી આવી. બારીઓ પછડાવા લાગી. બારણું પણ પછડાઈને - બંધ થઈને ફરી ખૂલી ગયું. દીવાલ ઉપર લટકતી કોઈ જૂના જમાનાની તસવીર જમીન ઉપર પડી ગઈ. એની ઉપર જડેલો કાચ તૂટીને ચૂરેચૂરા થઈ ગયો.

અશોક એ કાચ ભેગા કરવાનો વિચાર કરતો હતો ત્યાં રાધા હાથમાં સળગતું ફાનસ લઈને આવી પહોંચી. અશોકને એક તૂટેલી તસવીર પાસે બેઠેલો જોઈને એણે પૂછ્યું : 'શું થયું, બાબુજી ?'

તસવીર તૂટી ગઈ....

'હેં....તસવીર તૂટી ગઈ....?' જાણે કોઈ ભયાનક બનાવ બન્યો હોય એવા ભાવ સાથે રાધાએ એ સવાલને બેવડાવ્યો અને પછી એણે ઘૂંઘટ ઢાંકેલું પોતાનું માથું ચારેકોર ઘુમાવીને બંગલાની છત અને દીવાલો તરફ જોયું. પછી ફાનસ એક તરફ મૂકતાં બોલી : 'બહુ ખરાબ થયું, બાબુજી, બહુ જ ખરાબ થયું !'

અશોક ઊભો થઈ ગયો. રાધા ઉપર ખિજવાઈ જતાં બોલ્યો : 'એમાં ખરાબ શું થયું ? તસવીર ઘણા જૂના જમાનાની હતી. સડી ગઈ હતી. માત્ર અડીને રહી હશે. જરાક પવનનો ધક્કો લાગતાં એ પડી ગઈ.'

'પણ કાચ તૂટ્યો એટલે અપશુકન થયાં !'

'હેં....શું બકે છે ? મારી મા તો કાચ તૂટે એમાં શુકન માને છે.' અશોક

રાધા ઉપર વધુ ને વધુ ખિજવાતો જતો હતો. એ ભૂત-પ્રેત કે શુકન-અપશુકનમાં માનતો નહોતો. વળી, આવી કોઈ લપ પણ એને પસંદ નહોતી. એ રાધાની વાતો સાંભળીને ખિજવાતો હતો. પરંતુ એની ખીજ કે ગુસ્સાની રાધા ઉપર કોઈ અસર થતી નહોતી. રાધા તો એ જ રીતે જવાબો આપતી હતી :

'બાબુજી ! કાચ કાચમાંય ફેર હોય છે. આ કાચ એક તસવીરનો કાચ છે. અને જ્યારે તસવીરનો કાચ તૂટે છે ત્યારે જરૂર કંઈક અણધાર્યું બને છે.

અચાનક અશોક રાધા તરફ દોડ્યો અને રાધાને ધક્કો મારીને દૂર હડસેલી દીધી. રાધા જમીન ઉપર ફેંકાઈ ગઈ. અશોક પણ એની ઉપર જઈને પડ્યો.

બન્ને જણાં જમીન ઉપર પછડાયાં એની સાથે જ પહેલાં જ્યાં રાધા ઊભી હતી ત્યાં એક પાટિયું, કચરાનો ઢગલો, પંખીનો માળો અને પંખીના ઇંડાં આવીને પડ્યાં.

'શું થયું, બાબુજી....! ?' એવું રાધા પૂછવા જતી હતી પણ પેલો કચરાનો ઢગલો પડેલો જોઈને એને પૂછવાની જરૂર રહી નહીં. કચરાના ઢગલા સાથે ઊડેલી ધૂળ આખા કમરામાં ફેલાઈ ગઈ હતી. રાધાની આંખોમાં પણ એ ધૂળ ભરાઈ ગઈ હતી. એણે આંખો મીંચી લીધી હતી. એના ચહેરા ઉપરથી ઘૂંઘટ સરકી ગયો હતો. એના ગોરા - રૂપાળા ચહેરાને અશોક જોઈ રહ્યો હતો. પણ એના મનમાં રાધા તરફ કોઈપણ પ્રકારનો ખરાબ વિચાર આવે એ પહેલાં એ ઊભો થઈ ગયો. એણે ખુલાસો કરતાં કહ્યું : 'રાધા, જો મેં તને ધક્કો માર્યો ન હોત તો આ પાટિયું તારી ઉપર પડ્યું હોત. એ ઉપરની બારીમાં ભરાવેલું હતું. એ પડ્યું ત્યારે મારી નજર પડી ગઈ એટલું સારું થયું. નહીંતર અત્યારે તારું માથું ફૂટી ગયું હોત.

'મારું માથું ન ફૂટ્યું તો હાથ-પગ તૂટી ગયાં.' કહેતાં રાધાએ પોતાના માથાનો ઘૂમટો સરખો કર્યો અને પછી ઊભી થતાં બોલી : 'બાબુજી, તમે હવે થોડીવાર બહાર બેસો, હું જરા સાફ-સૂફી કરી નાંખું.'

અશોક ચુપચાપ બહાર નીકળી ગયો. આસપાસ નજર ફેરવી. લગભગ બધા જ બંગલાઓ બંધ હતાં. કોઈ એકાદ-બે બંગલાની લાઇટો ચાલુ હતી. સામેના મકાનની અગાશી ઉપર પેલા હૅટવાળા સાહેબ આરામ ખુરશીમાં પડ્યા - પડ્યા પાઇપ મોઢામાં રાખીને કશ ખેંચતા હતા. કોઈ એકાદ બંગલામાંથી આવતા રેડિયોના અવાજ સિવાય બધે શાંતિ હતી. અશોક પોતાના આ ઘર વિષે, પોતાની નોકરી વિષે, બનારસી વિષે અને આ રાધા વિષે વિચારી રહ્યો હતો. ક્યાં પોતાનું ગામ લખનવ અને ક્યાં આ અજાણ્યું દિલ્હી ! પણ એને વધારે વિચારો કરવાની તક મળી નહીં. માત્ર પાંચ કે સાત જ મિનિટમાં અંદરથી રાધાનો અવાજ સંભળાયો : 'બાબુજી, અંદર આવી જાવ.'

અશોકે કમરામાં ડોકિયું કર્યું. કમરો બિલકુલ ચોખ્ખો હતો. અશોક લાકડાના પાટિયા ઉપર કચરો સમેટતી રાધાની પીઠને બે પળ તાકી રહ્યો. આટલી ઝડપે એ ઓરતે કમરો સાફ કરી નાંખ્યો હતો એ વાત માની શકાય એમ નહોતી.

કચરો ઉઠાવીને રાધા બહાર નીકળી અને કચરો ફેંકી આવ્યા પછી બોલી : 'અંદર બાથરૂમ છે. એમાં પાણીની સગવડ છે. હું બાથરૂમ સાફ કરીને આવું છું, પછી તમે નાહી લેજો.'

અશોક ફરીથી રાધાની વાત સાંભળીને છક થઈ ગયો. રાધા જાણે અહીંની રહેવાસી હોય, આ બંગલાથી પરિચિત હોય એવી રીતે વાત કરી રહી હતી. ખાતરી કરવા એ બાથરૂમમાં ગયો. બાથરૂમમાં ખૂબ કચરો હતો. અજબ ગંધ આવી રહી હતી. અશોકે બહાર ઊભા રહીને, એક હાથથી નાક દબાવીને બીજા હાથે નળ ખોલવાનો પ્રયત્ન કર્યો, પણ વરસોથી બંધ થયેલો નળ કાટને કારણે જામી ગયો હતો. અશોક એને ખોલવાનો વધારે પ્રયત્ન કરવા જતો હતો ત્યાં રાધા આવી પહોંચી. અશોકને હડસેલીને પાછળ ખસેડતાં બોલી : 'અરે, બાબુજી, અહીં તો કેટલી બધી ગંદગી છે. તમે આઘા રહો, હું હમણાં જ સાફ કરી નાખું છું.' અને અશોક પાંચ-સાત ડગલાં પાછળ ખસી ગયો. અને અશોકની આંખો સામે વીજળી જેવી ઝડપે

રાધાએ એ બાથરૂમ સાફ કરી નાંખ્યો.

એની ઝડપ જોઈને અશોકને લાગતું હતું કે, આ ઝડપ કોઈ સામાન્ય ઓરત જેવી નથી. પરંતુ રાધા તો દેખાવે સાવ સામાન્ય ઓરત જેવી જ દેખાતી હતી.

બાથરૂમ સાફ કર્યા પછી રાધાએ નળ ખોલવાનો પ્રયત્ન કરી જોયો. પણ એનાથી નળ ખૂલ્યો નહીં એટલે એ બોલી : 'બાબુજી, તમે જ નળ ખોલો. જોર લગાવવાનું મારું ગજું નહીં.'

અશોકે ખૂબ જ ભીંસ દઈને જોર કરીને નળ ખોલવાનો પ્રયત્ન કર્યો. નળ એક સેકન્ડ માટે એની જગ્યાએથી ચસ્કયો અને બીજી સેકન્ડે એ અશોકના હાથમાં આવી ગયો અને એક જોરદાર ફૂંફાડા સાથે પાણી ધસી આવ્યું. અશોક એ પાણીથી પલળી ગયો અને રાધા હસી પડી.

અત્યારે રાધાને હસતી જોઈ અશોક ચિડાયો. એણે રાધા સામે ગુસ્સાથી જોયું. એટલે રાધા બોલી : 'બાબુજી, હું કમરામાં તમારું બિસ્તર લગાવી દઉં છું. તમે નાહીને ઊંઘી જજો. હું સવારે આવીશ.' ઝાંઝર ઝણકાવતી રાધા બહાર નીકળી ગઈ. અશોક એને જતી જોઈ રહ્યો. એના ગોરા રૂપાળા પગને જોઈ રહ્યો. જોકે, એને તો મનમાં થતું હતું કે રાધા રોકાઈ જાય તો સારું. પણ રાધા રોકાઈ નહોતી અને પોતે પણ એને રોકી શકે એમ નહોતો.

નાહી-ધોઈને અશોક બાથરૂમની બહાર આવ્યો. બૅગ ખોલીને એણે પોતાના કપડાં કાઢ્યાં અને કપડાં પહેરીને, હાથની આંગળીઓથી જ માથું ઓળતો એ પોતાની પથારીમાં પડ્યો.

એણે મકાનની છત ઉપર અને દીવાલો ઉપર એક નજર ફેંકી. એને લાગ્યું કે, આ અજાણી જગ્યામાં એને ઊંઘ નહીં આવે. અશોક હજુ તો ઊંઘવાનો વિચાર કરતો હતો ત્યાં હવાનો એક જોરદાર ઝપાટો આવીને બારી-બારણાંને જોશથી પછાડી ગયો.

અશોક ઊભો થયો. કમરામાંની બધી જ બારીઓ એણે બંધ કરી

દીધી. બારણું પણ બંધ કરીને એને સાંકળ ચડાવી દીધી. એક ખૂણામાં પડેલું ફાનસ ઉઠાવીને એણે પોતાના માથા પાસે મૂકી દીધું. અને પછી પોતાની સૂટકેસમાંથી એક પુસ્તક કાઢીને એ વાંચવા લાગ્યો.

અશોકે પુસ્તકનાં પાંચ-સાત પાનાં માંડ વાંચ્યાં હશે ત્યાં એને લાગ્યું કે, એ કમરામાં બીજા કોઈકની પણ હાજરી છે. એણે પુસ્તક ફેંકીને કમરામાં નજર કરી. પણ કોઈ નજરે પડ્યું નહીં. એ પથારીમાંથી બેઠો થઈ ગયો. અચાનક એને લાગ્યું કે ક્યાંકથી સરસ સુગંધ આવી રહી છે. ગુલાબના ફૂલ જેવી સુગંધ. કદાચ ગુલાબ કરતાં પણ વધુ મીઠી અને વધુ માદક સુગંધ અને એને એમ પણ લાગ્યું કે, અગાઉ પોતે આ સુગંધ માણી ચૂક્યો છે. પણ એ સુગંધ એણે ક્યાં માણી છે ? ક્યારે માણી છે ? એ યાદ ન આવ્યું. છતાંય અત્યારની સુગંધ એને ગમી. એ ઊભો થયો અને બાથરૂમમાં પણ નજર કરી આવ્યો. પણ ત્યાંય કોઈ દેખાયું નહીં. એ આવીને પાછો પોતાની જગ્યાએ બેઠો. પણ હવે એ સુગંધ ખૂબ જ નજીકથી અને ખૂબ વધારે પ્રમાણમાં આવતી હતી.

પથારીમાં બેઠા પછી આડા પડતાં પહેલાં અશોકે પુસ્તક પાછું હાથમાં લીધું, પણ એ પુસ્તક હાથમાં લીધું કે, તરત જ ચાંદીની ઘૂઘરીઓ ખણકતી હોય એવો અવાજ એને સંભળાયો. પુસ્તક એણે હાથમાંથી ફેંકી દીધું અને કમરામાં ચારે તરફ જોઈ નાંખ્યું. આવી જ ચાંદીની ઘૂઘરીઓ એણે પોતે એક ઝાંઝરમાં ભરાવી હતી, ક્યારે ભરાવી એ કંઈ એને યાદ આવ્યું નહીં. વળી એ જ્યારથી જુવાન થયો હતો ત્યારથી કોઈપણ છોકરીના પરિચયમાં એ આવ્યો નહોતો તો પછી એણે એ ઘૂઘરીઓ ભરાવી જ ક્યાંથી હોય ? છતાંય એને ધૂંધળું-ધૂંધળું યાદ હતું કે, એણે એવી ઘૂઘરીઓ ઝાંઝરમાં ભરાવી હતી.

ઘૂઘરીના અવાજ પછી એક વાત તો ચોક્કસ હતી કે એ કમરામાં બીજું કોઈપણ છે. અશોક બહાવરો બનીને આમતેમ જોઈ રહ્યો હતો. પણ ત્યાં તો એને બંગડીઓ ખણકવાનો અવાજ સંભળાયો. એ ઊભો થઈ ગયો. એને લાગ્યું કે કદાચ બહારથી આ અવાજ આવી રહ્યો હશે. એણે બારી

ઉઘાડવાનો વિચાર કર્યો. પણ બારી પાસે પહોંચ્યા પછી અશોક બારી ઉઘાડે તે પહેલાં જ એના કાને કોઈક જુવાન સ્ત્રીના મીઠા અને જુવાન હાસ્યનો પડઘો સંભળાયો. એકવાર ફરી અશોક ચોંકી ગયો. બારી ખોલવાને બદલે એણે કમરામાં નજર નાંખી. અને નજર નાંખતાં જ એ અવાચક બની ગયો. એની સામે દીવાલ પાસે રૂપરૂપના અંબાર જેવી એક પરી ઊભી હતી.

હવે બારી ખોલવાની જરૂર નહોતી.

અશોક આગળ વધ્યો. આગળ વધતાં એ બોલ્યો : 'કોણ છો.... કોણ છો, તમે ?'

'મને નથી ઓળખતા....?' એક સવાલ પૂછીને એ જુવાન પરીએ પોતે જ જવાબ આપ્યો : 'હું-હું આરતી છું.'

'આરતી....? કોણ આરતી ? અત્યારે આ બંધ કમરામાં ક્યાંથી આવી ?'

અશોકના એકપણ સવાલનો જવાબ આરતીએ આપ્યો નહીં. એ ચુપચાપ મીઠું-મીઠું મલકાતી ઊભી રહી.

સફેદ આરસપહાણમાંથી કોઈ કલાકારે ખૂબ જ સુંદર રીતે કોતરી હોય એમ ખૂબ જ સુંદર અને રૂપાળી આરતીએ સફેદ કપડાં પહેર્યાં હતાં. એનો ચહેરો પણ ખૂબ જ દેખાવડો, રૂપકડો અને મોહક હતો. જોનારની નજર ધરાય નહીં એવું એનું રૂપ હતું. એના એક-એક અંગમાંથી જુવાની છલકાતી હતી. કોઈપણ પુરુષ એને જોતાવેંત જ એના પ્રેમમાં પડી જાય. એને પોતાની કરવા માટે ગમે તેવું પાપ કરી બેસે અને નહીં કરવા જેવું જોખમી સાહસ કરી બેસે એવું અખૂટ રૂપ એની પાસે હતું. અશોક પણ એ રૂપ જોઈને પાગલ બની ગયો. એ આરતી તરફ આગળ વધ્યો.

પણ અશોકને પોતાની તરફ આગળ વધતો જોઈને આરતી બોલી : 'અશોક, આગળ ન વધીશ, મારી પાસે ન આવીશ.'

પણ અશોક તો જાણે ભાન ભૂલ્યો હતો. એ આરતીનો અવાજ સાંભળતો હતો છતાંય એ આરતીને પકડવા માંગતો હતો. એને પકડીને

પોતાના બાહુપાશમાં જકડી લેવા માંગતો હતો.

જેમ-જેમ અશોક આગળ વધતો ગયો તેમ-તેમ આરતી પાછળ સરકતી હતી. પણ એ બે- ચાર ડગલાં માંડ પાછળ ખસી હશે ત્યાં એની પીઠ દીવાલ સાથે અથડાઈ ગઈ. એણે છેલ્લી વાર અશોકને ચેતવણી આપી : 'અશોક ત્યાં જ ઊભો રહે. હું સામાન્ય સ્ત્રી નથી.'

'તું ભલેને કોઈપણ હોય, તું ભૂત હોય, ચુડેલ હોય કે ડાકણ હોય....તું જે હોય તે મને મંજૂર છે.'

અશોક આરતીની વધુ નજીક આવી ગયો. પણ જેમ-જેમ અશોક આગળ વધતો ગયો તેમ-તેમ આરતી ધુમાડામાં ફેરવાતી ગઈ. એનું શરીર ઓગળવા લાગ્યું અને એ ધુમાડો ઊંચે ચડવા લાગ્યો.



# 3

વહેલી સવારે અશોકની આંખ ઊઘડી ગઈ. આંખ ઊઘડતાં જ એ ઊછળીને બેઠો થઈ ગયો. એણે આસપાસ નજર કરી. આખાય કમરામાં સન્નાટો હતો. અશોકને યાદ આવ્યું કે આખી રાત પોતે પોતાના નવા મકાનમાં પસાર કરી છે.

એણે ઊભા થઈને બારીઓ ઉઘાડી નાંખી. શિયાળાની તાજી અને ઠંડી હવા કમરામાં દોડી આવી. અશોકે બારણું પણ ઉઘાડી નાંખ્યું. બારણું ઊઘડતાં જ એની નજર સામેના બંગલા ઉપર પડી. એ બંગલાના માલિક હાથમાં પાણીની પાઇપ લઈને ઊભા હતા અને બંગલાના આગળના ભાગમાં ક્યારીઓ કરીને વાવેલા છોડવાઓ ઉપર પાણી છાંટી રહ્યા હતા. એમના મોઢામાં અત્યારે પણ પાઇપ દબાયેલી હતી. માથા ઉપર કૅપ જેવી ટોપી હતી. ચટાપટાવાળા શર્ટને એણે એવા જ ચટાપટાવાળા પાટલૂનમાં નાંખ્યું હતું. એમનો દેખાવ, એમનું શરીર અને એમની ઊભા રહેવાની ઢબ જોઈને અશોકે અનુમાન કર્યું કે, કદાચ એ મિલિટરીનો માણસ હશે. અચાનક અશોકની નજર એ જ બંગલાની અગાશી તરફ ખેંચાઈ. ત્યાં લાલ રંગના કપડામાં બની-ઠનીને ઢીંગલી જેવી એક છોકરી ઊભી હતી. ગઈકાલે એ જ છોકરીએ એને જોઈને 'ભૂઉઉઉત' એવી બૂમ પાડી હતી. અત્યારે પણ એ જ છોકરી એની સામે આંખો ફાડીફાડીને જોઈ રહી હતી. અશોકે હળવું સ્મિત કર્યું અને એ પાછો વળવા જતો હતો ત્યાં જ પેલાં છોડવાને પાણી પાઈ રહેલાં મિલિટરીના એક વખતના મૅજરે બૂમ મારી : 'કેમ છો, યુવાન ?'

અશોક બારણાંમાંથી આગળ વધીને ઝાંપા તરફ આવતાં બોલ્યો : 'મઝામાં છું.'

'ભાઈ, કોઈ કામની જરૂર હોય તો સંકોચ ન રાખશો. પોતાનું જ ઘર સમજીને માંગી લેજો.' મૅજર પોતાની વાત પૂરી કરે ત્યાં મૅજરની પેલી લાલ કપડાંવાળી ઢીંગલી જેવી પેલી છોકરી મૅજર પાસે આવીને ઊભી રહી. એના હાથમાં કેટલાંક પુસ્તકો હતાં. એ ક્યાંક બહાર જઈ રહી હોય તેમ લાગતું હતું. મૅજરે અશોકને એની ઓળખાણ આપી : 'આ મારી દીકરી છે, નીલુ. મારું કુટુંબ કે મારું સગું-વહાલું, જે ગણો તે બસ આ એક નીલુ જ છે. કૉલેજના પહેલા વરસમાં ભણે છે. હા, જરા બોલવામાં વધારે પડતી છુટ્ટી છે. એટલે ક્યારેક એ કંઈ બોલી જાય તો તમે માઠું લગાડશો નહીં.'

અશોકે એક નજર નીલુ ઉપર નાંખી અને પછી મૅજર સામે જોઈને સ્મિત કર્યું. મૅજર પણ ખૂબ જોશથી હસી પડ્યા. પણ નીલુ મૅજરની રજા લઈને ચાલી ગઈ. નીલુ ગઈ પછી અશોક પાછો ફરવા જતો હતો ત્યાં તો મૅજરની બાજુના બંગલાવાળા ભાઈ બહાર આવ્યા. અશોક ઉપર નજર પડતાં જ તેમણે પૂછ્યું : 'કેમ, હજુ જીવો છો ને ! માઠું ન લગાડશો, ભાઈ, પણ આ બંગલામાં ઘણાં વરસો પછી રાત વીતાવીને જીવતા રહેનારા તમે એકલા જ છો. એટલે મારે એમ પૂછવું પડ્યું.'

એ ભાઈની વાત સાંભળીને અશોકને માઠું લાગ્યું. ખીજ પણ ચડી. છતાંય અત્યારે સવાર-સવારમાં એ લડી-ઝઘડીને પોતાનો દિવસ ખરાબ કરવા માંગતો નહોતો. ગુસ્સાને પી જઈને એ પાછો વળી ગયો.

હવે એ નાહી-ધોઈને ચા-પાણી પીવાના વિચાર કરતો હતો. ચા-ખાંડ કે પ્રાઇમસ વગેરે કંઈ જ હતું નહીં. દરરોજ જાગીને ચા પીવાની એની આદત હતી. જલદી નાહી-ધોઈને હોટલમાં જઈને ચા પીવાનો વિચાર કરીને, અશોક બાથરૂમમાં ગયો. બાથરૂમમાં થોડીવારે અશોકને અચાનક રાતની વાત યાદ આવી ગઈ. આરતીની યાદ આવતાં જ એ બેબાકળો બની ગયો.

થોડીકવાર સુધી તો આરતીનો ચહેરો એની આંખો સામે તરવરી રહ્યો. આરતીનો અવાજ એના કાનમાં ગુંજી રહ્યો. અને પછી આરતી જે રીતે એકાએક ગૂમ થઈ ગઈ એ પણ એને યાદ આવી ગયું અને એ યાદ આવતાં જ બાથરૂમમાં નહાતા-નહાતા પણ એના શરીરે પરસેવો વળી ગયો હોય એવો અનુભવ અશોકને થયો. અશોકે ગભરાટથી બ્હાવરા બનીને બાથરૂમમાં ઝડપથી નજર ઘુમાવી. એના મનમાં બીક લાગવા માંડી. એનું દિલ ઝડપથી ધડકવા લાગ્યું. એના શરીરમાંનું લોહી ધબકારા કરતું ઝડપથી દોડવા લાગ્યું. એ ઝડપથી બહાર નીકળી જવાનો વિચાર કરવા લાગ્યો. ત્યાં અચાનક એણે કોઈક અનોખા પ્રકારના ગુલાબની સુગંધ અનુભવી. એ સુગંધથી એના મનને કંઈક રાહત થઈ. એની બીક પણ કંઈક ઘટી હોય એવું એને લાગ્યું. નિરાંતે નાહીને એ બહાર નીકળ્યો.

બહાર નીકળતાં જ એણે ફરી આંચકો અનુભવ્યો. એક સુંદર રૂપાળા ચહેરાવાળી ઓરત એની સામે ખડી હતી. અશોકે એને ધારીને જોઈ. ના, એ આરતી નહોતી. એ અજાણી સ્ત્રીને એણે કદી જોઈ નહોતી.

અશોકને નવાઈ પામતો જોઈને પેલી ઓરતે પોતાના માથે ઘૂંઘટ નાંખી દીધો અને પછી એ બોલી : 'હવે તો મને ઓળખીને, બાબુજી....?'

'ઓહ....રાધા....!' અશોકથી હસી પડાયું : 'રાધા, ઘૂંઘટ વિના તું ઓળખી પણ શકાતી નથી.'

'કેમ, ઘૂંઘટ વિનાની રાધા ન હોઈ શકે ?' કહેતાં એણે ફરી ઘૂંઘટને ઉઠાવી લીધો. અશોક એના માસૂમ અને રૂપાળા ચહેરાને જોઈ રહ્યો.

રાધા બોલી : 'બાબુજી, ચા ઠરે છે, હું તમારા માટે ચા લાવી છું.' કીટલીમાંથી ચા ભરીને એણેં અશોકને આપતાં કહ્યું : 'બાબુજી, મારો ધણી જરાક વહેમી છે. એણે કહી રાખેલું કે, મારો ઘૂમટો તાણી રાખવો. પણ જ્યારે મેં એને કહ્યું કે, બાબુજી ભલા અને સારા માણસ છે. ત્યારે એણે મને ઘૂમટો હટાવી દેવાની રજા આપી. આમ તો મારો ધણી ઘણો ભોળો અને ભલો છે.'

અશોકે ચા પીવા માંડી. અને રાધા ઘરમાં સાફ-સૂફીનું કામ કરવા માંડી.

થોડીકવાર પછી રાધા ચાલી ગઈ અને અશોક પણ તૈયાર થઈને ઑફિસે જવા નીકળી પડ્યો. ઑફિસનું કામ સમજવામાં અને ઑફિસમાં કામ કરતાં સાથીઓને મળવામાં - એમનો પરિચય મેળવવામાં એનો આખો દિવસ કેવી રીતે પસાર થઈ ગયો એની પણ એને ખબર પડી નહીં. બપોરે રિસેસમાં એની ઑફિસમાં મૅનેજર બનારસીદાસે એને બોલાવીને બેસાડ્યો હતો. પોતાની સાથે ઑફિસમાં જ અશોકને દબાણ કરીને જમાડ્યો હતો.

અશોકને બેસાડ્યા પછી એમણે પૂછ્યું હતું : 'કેમ, મકાન તો બરાબર છે ને ?'

'હા, સાહેબ, ઘણું સારું છે.'

અશોકનો જવાબ સાંભળ્યા પછી બનારસીદાસ એની તરફ ઝૂકી પડ્યા હતા. 'રાતના કંઈ ગરબડ તો નથી થઈને....?'

રાતની વાત આવતાં જ અશોકની આંખો સામે આરતીનો રૂપાળો ચહેરો તરવરી ઊઠ્યો. પણ એણે એ વાત છુપાવતાં કહ્યું : 'ના, ના, કંઈ બન્યું નથી. કેમ, ત્યાં કંઈ તકલીફ જેવું છે ?'

જવાબ આપતાં પહેલાં બનારસીદાસ ખડખડાટ હસી પડ્યો અને બોલ્યો : 'ના, ના, ત્યાં કંઈ તકલીફ જેવું નથી. પણ બંગલાની આસપાસના લોકોનું કહેવું છે કે, બંગલામાં ભૂત થાય છે.' અને ફરી પાછો એ હસી પડ્યો. અશોક પણ એની સાથે હસી પડ્યો અને બોલ્યો : 'સાહેબ, બીજું તો ઠીક પણ તમે કામવાળી મોકલી એ બહુ સારું થયું.' અશોકના અવાજમાં આભારનો રણકો હતો પણ મૅનેજરે તો અશોકની વાત સાંભળીને આંચકો જ અનુભવ્યો. એણે સહેજ ગભરાટથી પૂછ્યું : 'કામવાળી ! ? કઈ કામવાળી ? મેં તો કોઈ કામવાળી મોકલી નથી !'

મૅનેજરના જવાબથી અશોક પણ ચોંકી ગયો. જો બનારસીદાસે રાધાને

મોકલી નથી તો પછી એ આવી કઈ રીતે ? કોણે મોકલી ? શું એ કોઈ ભૂત, ચુડેલ કે ડાકણ હશે ? છતાંય એ મનને મજબૂત કરતાં બોલ્યો :

'તમે નહીં તો, સાહેબ, બીજા કોઈએ મોકલી હશે. પણ એને કારણે મારી ઘણી માથાકૂટ દૂર થઈ ગઈ.' કહેતાં અશોક ઊભો થયો. ત્યારે મૅનેજર બનારસીદાસે વિવેક કર્યો, 'કોઈપણ વાતે મુંઝાતો નહીં ભાઈ, કંઈ પણ તકલીફ હોય તો મને વિના સંકોચે કહેજે.'

'ભલે, સાહેબ.' કહીને અશોક બહાર આવ્યો. રિસેસ પછી કામમાં એનો સમય પસાર થઈ ગયો.

ઑફિસેથી છૂટ્યા પછી એણે બજારમાંથી ખરીદી કરવા માંડી. ઘણી બધી વસ્તુઓ ખરીદવાની હતી. એક જનરલ સ્ટોરમાંથી ખરીદી કરીને, એક મજૂર સાથે બધો માલ મોકલવાની ગોઠવણ કરીને એ ઘરે જવા નીકળ્યો.

એ ઘરે પહોંચ્યો ત્યારે પેલા સામેના બંગલાવાળા મૅજર હાથમાં કોઈક ઇંગ્લિશ છાપું પકડીને, એમના ઝાંપાની દીવાલને અઢેલીને અદાથી ઊભા હતા. અશોકને જોતાં જ એમણે ખૂબ આનંદથી પૂછ્યું : 'કેમ છો, યુવાન....?'

'મઝામાં છું, સાહેબ...!'

'ભઈ, તારે ખાવા-પીવાની મુશ્કેલી હોય તો વ્યવસ્થા ન થાય ત્યાં સુધી વિના સંકોચે મારે ત્યાં જમવા ચાલ્યો આવજે.'

'ના, ના, એવી કોઈ મૂંઝવણ નથી.' કહેતાં અશોક ઝાંપો ખોલીને આગળ વધ્યો. બારણું ઉઘાડીને એણે કમરામાં પગ મૂક્યો કે તરત જ પેલી અનોખા પ્રકારની ગુલાબની સુગંધથી તેનું નાક ભરાઈ ગયું. અશોકને લાગ્યું કે, જાણે આરતી એનું સ્વાગત કરી રહી છે. એ મનમાં ખુશ થયો. બાથરૂમમાંથી અશોક બહાર આવ્યો ત્યારે રાધા આવી ગઈ હતી.

રાધાને જોતાં જ અશોક બાથરૂમ પાસે થંભી ગયો. એ એના માદક શરીર અને રૂપાળા ચહેરાને જોઈ રહ્યો. રાધાએ એને ખોટી વાત કરી હતી એટલે એ રાધા ઉપર ગુસ્સે થયો હતો. એણે રાધાને પૂછ્યું : 'રાધા, તને

અમારા મૅનેજર બનારસીદાસે અહીં કામ કરવા માટે મોકલી હતી ?'

'ના, સાહેબ....!' રાધાએ સાફ ના પાડી. એના અવાજમાં જુઠ્ઠું બોલ્યાના પસ્તાવાની ઝલક નિતરતી હતી. એ ખુલાસો કરતાં બોલી : 'સાહેબ, એ વખતે હું તમારી પાસે જુઠ્ઠું બોલી હતી. મારી બહેન તમારા મૅનેજર-સાહેબને ઘેર કામ કરે છે. એણે મને તમારા આવવાની ખબર આપી હતી. મને કામની જરૂર હતી એટલે હું તમારી પાસે ખોટું બોલી હતી.'

રાધા સાચું બોલી ગઈ એટલે અશોકનો ગુસ્સો ઊતરી ગયો. એણે મીઠો ઠપકો આપતાં કહ્યું : 'આ વખતે તો હું ચલાવી લઉં છું. પરંતુ હવેથી એવી કોઈ ભૂલ નહીં ચલાવું. અને મને જૂઠથી તો ખૂબ નફરત છે.'

'ભલે, સાહેબ....!' કહેતાં માથું ઝુકાવીને રાધા સામાન ઠેકાણે મૂકવા લાગી. અશોક તૈયાર થઈ જમવા માટે બહાર નીકળ્યો. જતાં-જતાં એણે રાધાને, 'મજૂર સામાન લઈને આવે તો જાળવીને ઊતરાવી લેજે.' એવી સૂચના પણ આપી.

નજીકની એક હોટલમાં જમીને એ થોડી જ વારમાં પાછો વળ્યો. રાધાએ બધું કામ પતાવી દીધું હતું. એ જવાની તૈયારીમાં જ હતી.

રાધા ગઈ એટલે અશોક બારણું બંધ કરીને પથારીમાં પડ્યો. બારીમાંથી ઠંડીના જોરદાર સુસવાટા આવતા હતા. અશોકે ઊભા થઈને બારીઓ પણ બંધ કરી દીધી.

બારી બંધ થતાની સાથે જ આખાય કમરામાં પેલી ગુલાબની અનોખી સુગંધ ફેલાઈ ગઈ. અશોકને લાગ્યું કે, કમરામાં આરતી હાજર થઈ ગઈ છે. એ આરતીના રૂપાળા અને સુંદર ચહેરાને જોવા આતુર બની ગયો. એણે કમરામાં ચારે તરફ નજર ફેરવી પણ ક્યાંય આરતી દેખાઈ નહીં. એણે પુસ્તક લીધું અને પછી પોતાની પથારીમાં પડ્યો.

પુસ્તકનું અડધું પાનું એણે માંડ વાંચ્યું હશે ત્યાં એણે કોઈકની હાજરીનો અનુભવ કર્યો. અને એ કોઈક કોણ હશે એનો પણ એને ખ્યાલ હતો.

આરતી સિવાય એક બંધ કમરામાં બીજું કોણ આવી શકે ?

અશોકે પુસ્તક મૂકી દીધું અને માથું ઊંચું કર્યું, આરતી એની પથારી પાસે જ બેઠી હતી. અશોક ઊભો થવા ગયો પણ આરતીએ કડક અવાજે એને ચેતવણી આપી : 'તમે મને અડવાનો પ્રયત્ન કરશો નહિ. જો તમે મને અડશો તો તમારા હાથમાં કંઈ આવશે નહિ અને પછી હું પણ કદી તમારી પાસે નહીં આવું.

આરતી પોતાનાથી દૂર થાય એ વાત અશોકને મંજૂર નહોતી. આરતીને જોયા પછી એના મનમાં આરતી તરફ અનોખું ખેંચાણ જાગ્યું હતું. માનો કે મનોમન આરતીને પ્રેમ કરવા લાગ્યો હતો. એ ઉતાવળથી બોલી ઊઠ્યો. 'ના, ના. આ રીતે તમારે જવાની જરૂર નથી. હું તમને વચન આપું છું કે, તમને હાથ લગાડવાનો પ્રયત્ન પણ નહીં કરું.'

આરતી એમ જ બેસી પડી. અશોક હળવેકથી બેઠો થયો. આરતીથી લગભગ બે-અઢી ફૂટ દૂર એ બેઠો હતો. અશોક થોડીકવાર એને તાકી રહ્યો. આવી રૂપાળી સુંદર અને દેખાવડી યુવાન ઓરત ભૂત હોય એ વાત એના ગળે ઊતરતી નહોતી. એને આરતી ગમવા લાગી હતી. જો આરતી ભૂત હોય તો પણ એ આરતીને પ્રેમ કરતો હતો. પોતાના મનની શંકા એણે આરતી સામે છતી કરી દીધી : 'આરતી, તમે કોણ છો ?'

'હું આરતી છું. તમારી પત્ની....ઘણા દિવસથી હું તમારી વાટ જોઈ રહી છું.'

'મારી પત્ની ! પણ મેં તો હજુ લગ્ન જ કર્યાં નથી.'

'તમારી વાત સાચી છે.' કહેતાં આરતીએ પોતાની આંખો અશોક ઉપર જમાવી. અને પછી બોલી : 'તમારી વાત સાચી છે. પણ હું આ જન્મની વાત નથી કરતી. હું ગયા જન્મની વાત કરું છું. ગયા જન્મમાં આપણે પતિ-પત્ની હતાં. તમને કદાચ આ બધી ખબર નહીં હોય.' અશોકે અનુભવ્યું કે આરતીનો અવાજ જાણે કોઈક ઊંડા કૂવામાંથી આવી રહ્યો

આરતી આગળ બોલતી રહી : 'તમારા પિતાજી અમારા મુનીમ હતા. મારા પિતાજીને એમની ઉપર ઘણો વિશ્વાસ હતો. તમે અને હું લગભગ સરખી ઉંમરનાં, એક જ કૉલેજમાં ભણતાં હતાં....!' અશોક આરતીની સાથોસાથ ભૂતકાળના સાગરમાં ડૂબકાં મારી રહ્યો હતો.

કૉલેજના એ સોનેરી દિવસો હતાં.

અશોકની સાથે જ એની કૉલેજમાં મીના પણ ભણતી હતી. મીના રૂપાળી હતી. સુંદર હતી. એના ગોરા-ગોરા ચહેરા ઉપર માંજરી-માંજરી આંખોમાં અજબ જાદુ હતો. બીજી છોકરીઓની સરખામણીમાં મીના કંઈક વધારે આધુનિક અને વધારે ફૅશનેબલ હતી. એ હંમેશાં નવા, સુંદર અને નવી ફૅશનનાં જ કપડાં પહેરતી હતી. એના એ સુંદર કપડાંમાંથી એની માદક યુવાની છલકાઈને ઢોળાઈ જતી હતી. એની એક અદા, એક નજર કોઈપણ યુવાનને ઘાયલ કરી દેવા માટે બસ હતી.

એવી રૂપકડી અને મારકણી મીનાને હાથ કરવા માટે કૉલેજના બધા જ છોકરા પ્રયત્ન કરતા હતા. પૈસાદારના નબીરાઓ પણ મીના પાછળ છૂટે હાથે પૈસા ખર્ચવા તૈયાર હતાં. પણ એક મીના હતી કે બસ કોઈને દાદ આપતી નહોતી. કોઈની સામે આંખ માંડીને પણ જોતી નહોતી.

પણ મીના તો અશોકને ચાહતી હતી અને અશોક મીનાને ચાહતો હતો. એ મીનાના પ્રેમમાં પાગલ હતો. એ એમ માનતો હતો કે મીના પણ પોતાને ખરા દિલથી ચાહે છે. પણ અશોકના મનમાંનો વિશ્વાસ સાચો નહોતો. ખરેખર મીના એને છેતરી રહી હતી. એની સાથે પ્રેમનું નાટક કરી રહી હતી. મીના અશોકને પ્રેમ કરતી નહોતી. એ તો બનારસીના ઇશારે - બનારસીના કહેવા પ્રમાણે એના હુકમ મુજબ અશોક સાથે પ્રેમનું નાટક કરી રહી હતી.

બનારસી આમ દેખાવે તો રૂડો-રૂપાળો, ભલો અને સજ્જન દેખાતો હતો. પરંતુ અંદરખાને એ આવારા, બદમાશ અને ગુંડો હતો. અશોકને

ફસાવવા માટે જ મીનાને એણે અશોક સાથે પ્રેમનું નાટક કરવાનો હુકમ આપ્યો હતો. અને એના હુકમ મુજબ જ મીના કૉલેજથી છૂટ્યા પછી બગીચામાં મળતાં જ બનારસી એમની ઉપર નજર રાખતો....

અશોક આ બધી વાતોથી બેખબર હતો. એણે અચાનક આરતીને પૂછ્યું : 'આરતી, બનારસી શા માટે અમારી ઉપર નજર રાખતો હશે ?'

'એ પણ તમને કહીશ, અશોક....એ બનારસીએ જ મારી અને તમારી જિંદગી ખતમ કરી નાંખી હતી. આ મહેલ જેવા બંગલાને એણે ઉજ્જડ કરી નાખ્યો હતો.

આરતી અશોકને જાણે ભૂતકાળમાં ખેંચી ગઈ હતી અને અશોક જાણે કોઈ રંગીન સપનું જોઈ રહ્યો હોય, કોઈ રંગીન ફિલ્મ જોઈ રહ્યો હોય તેમ ભૂતકાળની દુનિયામાં ખેંચાઈને ખોવાઈ ગયો હતો.



# ૪

લખનવથી દિલ્હી આવ્યાને - પોતાનું ઘર છોડ્યાને લગભગ આઠેક દિવસ વીતી ગયા હતા. પરંતુ આઠ દિવસનો સમય ક્યારે અને કેવી રીતે પસાર થઈ ગયો એની પણ અશોકને ખબર પડી નહીં. માત્ર આઠ જ દિવસના ટૂંકા સમયમાં એ અહીંના વાતાવરણમાં ભળી ગયો હતો. એટલું જ નહીં પણ અહીં આવ્યા પછી એ કોઈક અનોખી રોમાંચભરી દુનિયામાં ખોવાઈ ગયો હતો.

દિવસ તો જાણે ઑફિસમાં જ પસાર થઈ જતો પરંતુ રાતના એ કોઈ અજબ-ગજબ દુનિયામાં ચાલી જતો.

જમી પરવારીને એ પોતાની પથારીમાં પડતો ત્યારે અનોખા પ્રકારની મીઠી સુગંધ લઈને આરતી આવી પહોંચતી. આરતી એ જીવતી જાગતી ઓરત નહોતી. એ કોઈ બીજી દુનિયાની ઓરત હતી. એ ભૂત હતી, ચુડેલ હતી કે પછી આકાશની કોઈ પરી હતી. એ ગમે તે હતી પણ અશોકને એ ગમતી હતી. એની હાજરીથી અશોક ખુશખુશાલ થઈ જતો હતો. આરતી દરરોજ રાતના એની પાસે આવીને બેસતી અને પછી અશોકને એના ગયા જન્મની વાત કરતી હતી. એ વાત સાંભળતાં-સાંભળતાં જ અશોક ઊંઘી જતો હતો અને એને સૂતેલો મૂકીને આરતી ગુમ થઈ જતી.

અત્યારે પણ આરતી અશોકની નજીક - સાવ નજીક બેઠી હતી. બેસતાં પહેલાં જ એણે અશોકને કહ્યું : 'અશોક, મને અડશો નહીં, મને અડકવાનો વિચાર પણ મનમાં નહીં કરતા. જો તમે અડકવા જશો તો હું તમારા હાથમાં નહીં આવું !

અશોકે હસીને કહ્યું : 'તું મારી પાસે બેસે તેય મારા માટે ઘણું છે. હવે હું તારા વિના નહીં જીવું. તું નથી હોતી ત્યારે પણ જો તારી યાદ આવી જાય છે તો હું બેબાકળો બની જાઉં છું !

અશોકની વાત સાંભળીને આરતી મલકાઈ : 'અશોક, તમને મારી બીક નથી લાગતી ?'

'ના, આરતી મને તારી બીક નથી. બીજું કે હું ભૂત, પ્રેત, ચુડેલ કે ડાકણને માનતો નથી. અને તારા જેવી ઓરત ચુડેલ કે ડાકણ હોય એ મને માનવામાં આવતું નથી. અને છતાંય તું ચુડેલ કે ડાકણ હોય તો તારા જેવી રૂપાળી ચુડેલને હું ખરા દિલથી પ્રેમ કરું છું.'

આરતી હસી પડી. ખડખડાટ હસી પડી. અને હસતાં-હસતાં બેવડ વળી ગઈ. એ કાં તો અશોકની વાતને મજાક માનીને હસી રહી હતી અથવા અશોકને બેવકૂફ સમજીને હસી રહી હતી. ગમે તેમ પણ હસી લીધા પછી એ બોલી : 'અશોક, મારા અશોક, હું ચુડેલ કે ડાકણ નથી. હું તો તમારી પત્ની છું. ગયા જન્મની પત્ની છું. આપણે પરણ્યાં હતાં છતાં સંસાર વસાવી શક્યાં નહોતાં. અને હું દરરોજ તમારી વાટ જોતી હતી. હું વાટ જોતી રહી અને તમે ચાલ્યા ગયા. બસ, ત્યારથી હું વાટ જોઈ રહી છું. બનારસીએ આપણો સંસાર ન જ રહેવા દીધો.'

અચાનક આરતી ચુપ થઈ ગઈ. અશોક એની સામે જોઈ રહ્યો, અંધકારમાં બિલાડીની આંખો જે રીતે ચમકે એ રીતે આરતીની આંખો પણ ચમકી રહી હતી. એની સુંદર અને બદામ જેવી આંખો અત્યારે લીંબુની ફાડ જેવી ગોળ-ગોળ બની ગઈ હતી. એમાં પીળા રંગના ગોળાઓ સળગી રહ્યા હોય એવો ભાસ થતો હતો.

આરતીએ ફરી મોઢું ખોલ્યું. એણે બોલવાનું શરૂ કર્યું ત્યારે અશોકે જોયું કે આરતી તો માત્ર હોઠ ફફડાવી રહી છે અને અવાજ ક્યાંક દૂરથી-પહાડીઓમાંથી-ઝાડીઓમાંથી આવી રહ્યો છે.

અશોકની સામે ફિલ્મની પટ્ટી શરૂ થઈ ગઈ. એ પડદા ઉપર કોઈ ફિલ્મ

જોઈ રહ્યો હોય એમ એક પછી એક દ્રશ્યો એની સામેથી પસાર થવા લાગ્યા.

સાંજનો સૂરજ ઢળી ગયો હતો. આકાશ સાફ હતું અને ઠંડી હવાની લહેરો વાતાવરણમાં મસ્તી ભરી રહી હતી. એવા સમયે અશોક અને મીના એકમેકને અડીને - છેક પાસે અડીને બેઠાં હતાં. અશોકનો હાથ મીનાની પીઠ, ગરદન અને માથા ઉપર ફરી રહ્યો હતો. અને મીના પોતાની માંજરી-માંજરી આંખો અશોકના ચહેરા ઉપર પાથરીને બેઠી હતી : 'અશોક, તમે મને સાચે જ પ્રેમ કરો છો ?'

'મીના....મીના, હું તને કેવી રીતે જણાવું કે હું તને સાચા દિલથી પ્રેમ કરું છું. મારા જીવ કરતાં પણ હું તને વધારે ચાહુ છું.' કહેતાં આવેશમાં અશોકે જોશથી મીનાનો ખભો દબાવીને એને પોતાની તરફ ખેંચી. મીના પણ ખેંચાઈ ગઈ.

અચાનક મીનાનું ધ્યાન બીજી તરફ ખેંચાયું. એક ઝાડ પાછળથી કોઈકનો હાથ દેખાયો અને મીના ઝબકીને ઊભી થઈ ગઈ. અશોક પણ એની સાથોસાથ ઊભો થઈ ગયો : 'શું થયું, મીના ?'

'મારે હવે જવું જોઈએ અશોક, મારી મા વાટ જોતી હશે. ઘણું મોડું થઈ ગયું છે !'

'થોડીક વાર બેસ, મીના, પછી ચાલી જજે.'

મીનાએ એક નજર પેલો હાથ દેખાયો હતો એ તરફ ફેરવી. એ હાથ ફરી સળવળ્યો અને એ ઇશારો સમજી ગઈ હોય તેમ મીના બોલી : 'અશોક, મારાથી હવે વધુ વાર નહીં રોકાઈ શકાય. આટલી વાર કેમ કરીને રોકાઈ એ પણ મારું મન જાણે છે, તું જિદ્દ ન કર. મને જવા દે.' અને એમ કહેતાં એણે અશોકના હાથ ઉપર હળવેકથી પોતાનો કોમળ અને લીસ્સો હાથ ફેરવ્યો.

અશોકે એ હાથને પોતાના પંજામાં જકડી લીધો અને પછી સહેજ ભાર આપીને દબાવતાં બોલ્યો : 'મીના, હવે આપણે ક્યારે મળીશું ?' 'કાલે મળીશું, અહીં જ મળીશું.' કહેતાં મીનાએ ફરી અશોકના હાથ ઉપર

પોતાનો હાથ ખૂબ પ્યારથી ફેરવ્યો અને પછી એ જે તરફથી પેલો હાથ એને ઇશારો કરતો હતો એ ઝાડ તરફ ચાલી નીકળી.

અશોક પણ બીજે રસ્તે ફંટાઈ ગયો. મીના એ ઝાડ પાસેથી પસાર થઈ કે, એક પડછાયો એની પાછળ-પાછળ આવવા લાગ્યો. મીનાએ એક નજર એની તરફ કરી. એ બનારસી હતો. મીનાએ મુશ્કાઈને એના ચહેરા તરફ જોયું ત્યારે બનારસી છંછેડાયો, ચિલ્લાઈને બોલ્યો : 'સ્સાલી હરામજાદી, મેં તને એની સાથે પ્રેમનું નાટક કરવાનું કહ્યું હતું. સાચ્ચો પ્રેમ કરવા નહીં.'

'હું એની સાથે પ્રેમનું નાટક જ કરતી હતી, બનારસી !'

'પણ તું તો એને એવી રીતે ચોંટી હતી કે તું એને સાચ્ચે જ પ્રેમ કરતી હોય !'

'બનારસી, જો હું એને પ્રેમ નથી કરતી પણ પ્રેમનું નાટક કરું છું. એવી અશોકને ખબર પડી જાય તો તારી બધી જ ચાલ ઊંધી પડી જાય ને!'

'હા, તારી વાત સાચી છે.' કહેતાં બનારસીએ મીનાની પીઠ ઉપર હાથ ફેરવ્યો.

બનારસી અને મીના ચાલતાં-ચાલતાં એક હોટલમાં આવ્યાં. હોટલનું વાતાવરણ માદક હતું. ઈંગ્લિશ સંગીતથી એ વાતાવરણમાં અનોખી મસ્તી પથરાયેલી હતી. અજવાળું પણ નામ પૂરતું હતું. અને એ આછા અંધકારમાં ઊંચી દીવાલવાળી સીટો ઉપર અનેક યુવાન સ્ત્રી- પુરુષો એક બીજાની આંખોમાં આંખો પરોવીને ગુસપુસ કરતાં હતાં.

મીનાએ પણ એક સીટ ઉપર બેઠક લઈને, પોતાની સામેની સીટ ઉપર બેઠક લેતાં બનારસીની આંખોમાં આંખો પરોવી. 'બનારસી, તારું કામ પતી ગયા પછી તું મને છોડી તો નહીં દે ને ?'

બનારસી મૂછમાં હસી પડ્યો. એણે મીનાનો કોમળ, નરમ અને ગોરો-ગોરો હાથ પોતાના હાથમાં લીધો અને પછી પોતાની બન્નેય હથેળીઓથી એને દબાવતાં બોલ્યો : 'મીના, તને મારી ઉપર વિશ્વાસ નથી....?'

'તારા ઉપર વિશ્વાસ છે એટલે તો હું તારા ઇશારા પર નાચું છું. તું મને જે કામ ચીંધે છે એ કરું છું.'

બનારસી મીનાનો હાથ પોતાના હોઠ સુધી ખેંચી ગયો. પછી એ મુલાયમ હાથ ઉપર પોતાના ગરમગરમ હોઠ મૂકીને બોલ્યો : 'મીના, તને એમ લાગે છે કે, હું તને છોડી દઈશ.'

'મને તારા ઉપર વિશ્વાસ તો છે, બનારસી, પણ તું મારી પાસે વાતો છુપાવે છે એટલે મને રહી-રહીને તારી ઉપર શંકા જાય છે.'

'મીના, તારી શંકા નકામી છે. હું તારાથી કંઈ છુપાવતો નથી.'

'બનારસી, તું મારી પાસે અશોક સાથે પ્રેમનું નાટક શું કામ કરાવે છે ? હું અશોકને પ્રેમ કરતી નથી. હું તારા ઉપર ફીદા છું.' કહેતાં મીનાએ બનારસીના બેય હાથ ખેંચીને, પોતાના ગાલ સાથે ચાંપી દીધા.

'મીના, જો આપણે જિંદગીભર લહેર કરવી હશે તો તારે અશોક સાથે પ્રેમનું નાટક ચાલુ જ રાખવું પડશે.'

'પણ મારે અશોક સાથે પ્રેમનું નાટક ક્યાં સુધી ચાલું રાખવું પડશે ?'

'જ્યાં સુધી આપણને મિલકત ન મળે ત્યાં સુધી.'

'પણ અશોક તો ગરીબ છે. એની પાસે એક કોડીની પણ મિલકત નથી.'

બનારસી હસી પડ્યો, 'એ જ તો કમાલ છે, રાણી...!' એણે હળવેકથી મીનાના કોમળ ગાલ ઉપર હાથ ફેરવ્યો અને પછી બોલ્યો : 'એને પહેલાં મિલકત અપાવવાની છે અને પછી એ મિલકત તારા નામે કરાવીને આપણે લહેર કરવાની છે.'

બનારસીની વાત મીનાને સમજાઈ નહીં. એ બોલી : 'બનારસી, તારી આ ગોળ-ગોળ વાતો મને સમજાતી નથી.'

બનારસી ફરી હસી પડ્યો. 'એ વાતો તને તો ઠીક, પણ કોઈનેય સમજાય એવી નથી.' કહેતાં એ પોતાનું મોઢું મીનાની નજીક લઈ જતાં

બોલ્યો : 'જો સાંભળ....!'

મીનાએ પણ પોતાનો ચહેરો બનારસી તરફ લંબાવ્યો. કાન પણ સરવા કરી નાંખ્યા. ત્યારે બનારસીએ ધીમી ગુસ-પુસ શરૂ કરી : 'કિશનગઢનો રાજા અત્યારે બીમાર છે. એનો એક માત્ર વારસદાર કિરણસિંહ બે વરસ પહેલા કોઈક અકસ્માતમાં ખતમ થઈ ગયો છે. પણ મહારાજા, મહારાણી અને પ્રજાજનો એ વાત માનવા તૈયાર નથી, કારણ કે કિરણસિંહ ખતમ થઈ ગયો છે એવા કોઈ પુરાવા એમને મળ્યા નથી. મહારાજા તો માને છે કે, કિરણસિંહ જીવે છે અને એક દિવસ એ પાછો આવશે.'

'હં....!' મીના બનારસીની વાત ધ્યાનથી સાંભળી રહી હતી. બનારસી એક પળ ચુપ રહ્યો અને પછી ખિસ્સામાંથી પાકીટ કાઢીને એણે એમાંથી એક ફોટો કાઢીને ટેબલ ઉપર મૂક્યો. એને જોતાં જ મીનાથી બોલી જવાયું : 'અરે, આ તો આપણો અશોક છે. શું એ ખરેખર રાજકુમાર છે ? રાજકુમારના પોષાકમાં એ કેટલો સરસ લાગે છે.

બનારસી બોલ્યો : 'ના, અશોક રાજકુમાર નથી પણ એનો ચહેરો રાજકુમાર કિરણસિંહને મળતો આવે છે. હું એને રાજકુમાર બનાવીને રાજમહેલમાં લઈ જવા માગું છું. અને પછી એ રાજ્યની તમામ મિલકત હું તારા નામે કરાવીને, અશોકને આપણા મારગમાંથી હટાવી દેવા માગું છું.'

બનારસીની વાત સાંભળીને મીનાના ચહેરા ઉપર અચરજ ઊમટી આવ્યું. એ ઊંચા શ્વાસે એની વાત સાંભળી રહી. બનારસીની બુદ્ધિ અને ચાલાકી ઉપર અત્યારે એ ફિદા થઈ ગઈ હતી. બનારસી એટલો બધો કાબેલ અને આટલો બધો ચાલાક હશે એવું તો એણે સપનેય ધાર્યું નહોતું. એ તો બનારસીના પૈસા ખાવા એની સાથે દોસ્તી રાખતી. છેલ્લા છ મહિનાથી બનારસીએ એને અનેક ભેટો આપી હતી. દર મહિને હજાર-બારસો જેટલી રોકડ રકમ આપતો હતો અને એના પૈસાને કારણે જ એ અશોક સાથે પ્રેમનું નાટક ખેલવા લાગી હતી. અત્યાર સુધી એ બનારસીને બુદ્ધુ અને બેવકૂફ સમજતી હતી અને એના પૈસા ખાતર એની સાથે

પ્રેમભરી વાતો કરીને એનું મન બહેલાવતી હતી. બાકી એને તો બનારસી સાથે પ્રેમ જેવું કંઈ હતું જ નહિ. એને તો બનારસીના પૈસાથી જ પ્રેમ હતો- એ તો પૈસાની દીવાની હતી. પરંતુ અત્યારે બનારસીની યોજના સાંભળીને એ બનારસી ઉપર આફરીન થઈ ગઈ હતી. એની ઉપર સાચે જ મરવા લાગી હતી. વળી, બનારસી પણ એને રાણી બનાવવા માગતો હતો. એણે ખુશીના આવેશમાં આવીને, બનારસીના હાથ પકડીને ચુમી લીધા. અચાનક એને કંઈક યાદ આવી ગયું એટલે એણે પૂછ્યું : 'પણ બનારસી, ધારી લે કે મહારાજાની ગણતરી મુજબ કિરણસિંહ જીવતો હોય, અને એ પાછો આવે તો....?'

બનારસી ફરી હસી પડ્યો : 'એ પાછો આવે એમ નથી, કારણ કે એને મારી આંખો સામે એના વિરોધીઓએ ખતમ કરી નાંખ્યો છે.'

'તું કિશનગઢ ક્યારે ગયેલો ?'

'હું કિશનગઢનો છું, અને એને ખતમ કર્યા પછી હું ત્યાંથી ભાગી છૂટેલો. પણ છેલ્લા આઠ મહિનાથી મારી નજર અશોક ઉપર પડી છે. અશોકને મારે કોઈપણ હિસાબે ફસાવવાનો હતો. એટલે એને ફસાવવા મેં તારી દોસ્તી કરી. અને હવે તેં અશોકને ફસાવી લીધો છે. આવતા મહિના સુધીમાં તો હું અશોકને કિશનગઢનો રાજકુમાર બનાવીને, મહારાજા સામે ખડો કરી દઈશ.'

'ઓહ....બનારસી....મારા બનારસી....!' કહેતાં મીનાએ બનારસીનો હાથ ફરી પોતાના હાથમાં જકડી લીધો.

બનારસીએ રાજકુમાર કિરણસિંહનો ફોટો પાછો પોતાના પાકીટમાં મૂક્યો અને પછી એણે ખાવાનું મંગાવ્યું. બન્ને જણાંએ નિરાંતે ખાધું અને ફરી કાલે મળવાનું વચન આપીને, એકબીજાથી છૂટાં પડ્યાં.

આ તરફ અશોક બગીચામાં મીનાથી છૂટો પડીને ઘરે પહોંચ્યો ત્યારે લગભગ સવા આઠ વાગવા આવ્યા હતા. અશોકની મા ઘરમાં ઉદાસ બેઠી

હતી. અશોકને જોતાં જ એ બોલી : 'કેટલું બધું મોડું થઈ ગયું છે. તને અમારા લોકોની જરાય ચિંતા છે ?'

'મા....જરા....!' અશોક કોઈ બહાનું શોધે એ પહેલાં જ એની મા બોલી : 'રહેવા દે, રહેવા દે, મારે તારું કોઈ બહાનું સાંભળવું નથી. તું જલદી હવેલીએ જા. આજે અત્યાર સુધી તારા બાપુ કેમ નથી આવ્યા એની તપાસ કર. દરરોજ સાત વાગ્યા સુધીમાં તો આવી જ જાય છે. મને તો ક્યારની એમની ચિંતા થાય છે. ઘરમાં કોઈએ ખાધું પણ નથી.'

'તું ચિંતા ન કર, મા, હું હમણાં જ જઈને બાપુજીની તપાસ કરું છું.' કહેતાં તરત જ અશોક પાછો ફર્યો. પણ અશોક હજુ થોડેક દૂર પહોંચે ત્યાં જ એના બાપુ હાથમાં ઝોળી લઈને આવતા દેખાયા.

અશોક એમને જોતાં જ આગળ વધતો અટકી ગયો. એના બાપુને એ આવતાં જોઈ રહ્યો. દરરોજ કરતાં આજે બાપુ કંઈક બદલાયેલા લાગતા હતા. એમની ચાલમાં જોમ હતું. એમના ચહેરા ઉપર ખુશી દોડતી હતી. અને તેઓ ખૂબ જ ઝડપથી ચાલતા હતા. જોનારને તો જાણે એમ જ લાગે કે, જાણે એ દોડી રહ્યા હોય.

અશોક પાસે આવતાં જ તેઓ ખુશીથી ઝૂમતા બોલ્યા, 'બેટા, આજે તારા નસીબ ઊઘડી ગયા. આપણા બધાના દિવસો ફરી ગયા....!'

અશોકને બાપુની વાત સમજાઈ નહીં. એણે પૂછ્યું : 'કેમ, બાપુ, શું થયું ?'

'ચાલ ઘરે તને બધી જ વાત કરું છું. તારી મા સાંભળશે તો ગાંડી-ગાંડી થઈ જશે.'

અશોકે કલ્પના કરીને કહ્યું : 'તમારો પગાર વધી ગયો, બાપુ ?'

અશોકના બાપુએ કોઈ જવાબ ન આપ્યો. એ હસતા-હસતા ઘરે આવ્યા. ઘરે આવતાં જ એમણે બૂમાબૂમ શરૂ કરી : 'અરે, ક્યાં ગઈ અશોકની મા, સીતા, ગીતા અને ભારતી...!'

'અરે....આમ મોટી ધાડ મારીને આવ્યા હો એમ બૂમો શેની પાડો છો ?' કહેતાં અશોકની મા રસોડામાંથી દોડી આવી. સીતા, ગીતા અને

ભારતી પણ બાપુને વીંટળાઈ વળી. અશોકના બાપુ બોલ્યા : 'હા, હા, ધાડ મારીને જ આવ્યો છું, આપણા તો દિવસ ફરી ગયાં.'

'પણ થયું છે શું ?'

'થાય શું ? આપણા અશોકના લગ્ન નક્કી કરીને આવ્યો છું....'

'ક્યાં....? કોની સાથે....? કંઈક વિગતવાર વાત કરો તો સમજ પડે.'

અને અશોકના બાપુ એક ખુરશી ઉપર બેઠક લેતાં બોલ્યા : 'આજે સવારે અચાનક શેઠને હૃદયરોગનો હુમલો આવ્યો હતો. ડૉક્ટરની દોડાદોડી અને ભગવાનની મહેરબાનીથી એ બચી ગયા. બપોર પછી એમની તબિયત કંઈક ઠીક થઈ. પછી થોડોક આરામ કરીને લગભગ પાંચેક વાગ્યે એમણે મને પોતાની પાસે બોલાવીને કહ્યું કે, 'મુનીમજી, હવે મારું કંઈ ઠેકાણું નથી. હું હવે કાચનું ઠામ કહેવાઉં. ક્યારે શું થાય એ કંઈ જ કહી શકાય નહીં. મારે આમ તો કોઈ ચિંતા નથી. જીવનમાં ખૂબ કમાયો છું, ખૂબ વાપરી ચૂક્યો છું. ખૂબ ખાઈપીને મઝા કરી છે. હવે બસ મારી દીકરી આરતીના હાથ પીળા કરી દેવાની ઇચ્છા છે. અને એના માટે એક મુરતિયો પણ શોધી રાખ્યો છે. એ છોકરો સારો છે. ભલો છે અને હોશિયાર છે. મારો કારોબાર પણ સંભાળી લે એવો છે. એ છોકરાને હું ઘણા વખતથી જાણું છું. બસ, એના બાપની પરવાનગી લેવી છે. તમે પરવાનગી આપો, મુનીમજી, અને મારી દીકરીને તમારી વહુ તરીકે અપનાવી લો.'

શેઠની આ વિનંતી સાંભળીને હું તો છક થઈ ગયો. પણ પછી શેઠે મને વિચારમાં પડેલો જોઈને પૂછ્યું : 'મુનીમજી, શું તમને આ સગપણ ગમતું નથી ?'

'ના, ના. શેઠ, હું તો આ વાત સાચી જ માની શકતો નથી. ક્યાં રાજા ભોજ અને ક્યાં હું ગંગુ તેલી જેવો મહેતાજી.'

'એના માટે પણ મેં વિચાર કર્યો છે, મુનીમજી.' કહેતાં એમણે તકિયા નીચેથી પંદર હજાર રૂપિયા કાઢીને મને આપતા કહ્યું : 'આ લો લગ્નની

તૈયારી માટે અને બીજાની જરૂર પડે તો માંગી લેજો. હવે આપણે અલગ નથી રહ્યા.'

મેં પૈસા લઈ લીધા અને શેઠને પૂછ્યું : 'શેઠ, તમે આરતીને પૂછી લીધું છે.'

'હા, મેં પૂછ્યું છે અને એ, હું જ્યાં ઠીક લાગે ત્યાં પરણાવું ત્યાં પરણવા તૈયાર છે. અશોકને જીવનસાથી બનાવવા એ રાજી છે. હવે બસ, તમે હા કહો એટલી જ વાર છે. અને અશોકની માં, હું પણ હા કહીને આવ્યો છું. કહેતાં એમણે થેલીમાંથી પૈસા અને મીઠાઈનું ખોખું કાઢીને અશોકની માના હાથમાં મૂકી દીધું.

અશોકની મા અને બાળકીઓ ખુશીથી નાચી ઊઠી. પણ ત્યાં તો અશોક ચિલ્લાયો : 'બાપુજી, તમારે મારા લગ્ન માટે મને પૂછવું હતું.'

અશોકના બાપુએ અશોક સામે આંખો તાણી : 'કેમ, આમાં તને કંઈ વાંધો છે ? શું ખરાબી છે આરતીમાં ? સાલા હરામી, લક્ષ્મી ચાંદલો કરવા આવી છે ત્યારે તને કબુદ્ધિ સૂઝે છે ?'

'પણ હું એક છોકરીને પ્રેમ કરું છું. એને પરણવાનું વચન આપી ચૂક્યો છું.'

'પણ મેં શેઠને વચન આપ્યું છે એનું શું ? મારો તો ઠીક પણ તારી મા અને તારી બહેનનો વિચાર તો કર. આપણી આ ગરીબીનો તો વિચાર કર. શું તું એવું ઇચ્છે છે કે જીવનભર તારી મા આ ફાટેલા સાડલામાં સડતી રહે અને તારી બહેનો મોટી ઉંમર સુધી પરણ્યા વિના કુંવારી રહે ?'

અશોકની માની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં. અશોક એની માને રડતી ન જોઈ શક્યો. અશોક વિચારમાં પડી ગયો. એના બાપુ બોલ્યા : 'નાલાયક, અમારી તો ઠીક પણ એમાં તારી જિંદગી સુધરી જશે. લાખ્ખો રૂપિયાનો ધંધો, વિશાળ બંગલો, મોટર, નોકર-ચાકર અને આરતી જેવી રૂપાળી અને ગુણવાન પત્ની, પછી તને શું જોઈએ ?'

મીઠાઈના ખોખા ઉપર તૂટી પડેલી પોતાની ત્રણેય નાની બહેનોને અશોક

જોઈ રહ્યો. આજે મહિનાઓ પછી આ ઘરમાં મીઠાઈ આવી હતી. પોતાના કુટુંબના ભલા માટે એણે આ લગ્ન કરવા જ રહ્યા. એ પોતાની રડતી માના ઉપર હાથ ફેરવતાં બોલ્યો : 'તમને જે ઠીક લાગે તે કરો, મને મંજૂર છે.'

બીજે દિવસે અશોકે દુઃખભર્યા અવાજે મીનાને જણાવી દીધું કે, પોતે શેઠ દીનદયાળની એક માત્ર પુત્રી આરતી સાથે પરણી જવાનો છે.'

મીના એ વખતે રિસાઈ જવાનું નાટક કરતી ઊભી થઈ ગઈ : 'અશોક, મેં તને આવો બેવફા નહોતો ધાર્યો.'

'હું બેવફા નથી, મીના, તું મને સમજવાનો પ્રયત્ન કર. મારી મજબૂરીઓને સમજ.'

'મારે કંઈ જ સાંભળવું નથી.' કહેતાં મીના ઝડપથી દોડતી ચાલવા લાગી.

'મીના, મીના, હું તને ખરા દિલથી ચાહું છું.'

પણ મીનાએ રોકાવાના બદલે રસ્તા ઉપરથી પસાર થતી એક ટૅક્સી રોકી અને ઝડપથી એમાં બેસી ગઈ. દોડતી ટૅક્સીમાં મીનાએ અશોકના શબ્દો સાંભળ્યા : 'મીના, હું આવતી કાલે આ જ જગ્યાએ તારી રાહ જોઈશ.'

મીનાએ પેલી બનારસીની જાણીતી હોટલ પાસે ટૅક્સી અટકાવી. બનારસી પણ બગીચામાં જ હતો. મીનાને ખાતરી હતી કે, પોતાને આ રીતે ભાગેલી જોઈને બનારસી પણ ભાગશે અને એ હોટલમાં મળવા દોડ્યો આવશે.

મીના હોટલની બહાર એની વાટ જોતી ઊભી. થોડી જ વારમાં બનારસી આવી પહોંચ્યો. હોટલમાં પોતાની સીટ ઉપર બેસતાં મીનાએ બનારસીને બધી વાત કરી.

મીનાની વાત સાંભળીને ગુસ્સે થવાને બદલે લુચ્ચું-લુચ્ચું હસી પડતાં બનારસી બોલ્યો : 'ઓહ, આ તો શિકાર પોતે જ આપણા માટે માલ તૈયાર

કરે છે. હું શેઠ દિનદયાળને ઓળખું છું. ઉત્તર પ્રદેશમાં એનું મોટું કારખાનું છે. ગુજરાતમાં બે કાપડની મિલ છે. મુંબઈમાં ઘણી જગ્યાએ એણે પૈસાનું રોકાણ કર્યું છે. એક કરોડ રૂપિયા તો એણે ફિલ્મી દુનિયામાં રોકી દીધા છે. ઓછામાં ઓછો ત્રણ-ચાર કરોડનો આસામી છે. આપણે અશોકને રાજકુમાર બનાવવાની માથાકૂટ મટી. તું તારે એની સાથે પ્રેમનું નાટક ચાલુ રાખ. લગ્ન ભલે એ આરતી સાથે કરે પણ નાચે તો તારા જ ઇશારા ઉપર, શું સમજી !' કહેતાં બનારસીએ એના ગાલ ઉપર હળવી ટપલી મારી. બન્ને ખિલખિલાટ કરતાં હસી પડ્યાં.

અને બરાબર ધાર્યું નિશાન બન્નેએ વીંધ્યું. મીના ફરી અશોકને વળગી પડી.

મીનાએ અશોક પાસેથી વચન લઈ લીધું કે, અશોક લગ્ન ભલે આરતી સાથે કરે પરંતુ સોહાગરાત તો કોઈક હોટલમાં પોતાની સાથે જ મનાવે.

અશોકે વચન આપી દીધું અને ત્યારપછી પંદર દિવસમાં જ અશોક-આરતી લગ્નબંધનથી જોડાઈ ગયાં. લગ્નની રાતે અરમાનભરી આરતી ફૂલોથી મઘમઘતી પથારી ઉપર અશોકની વાટ જોતી બેસી રહી અને અશોક એ રાતે મીના સાથે સોહાગરાત મનાવી રહ્યો હતો.



# ૫

બનારસી એક નગ્ન છોકરીની ઉઘાડી, લીસ્સી પીઠ ઉપર પોતાના હાથ ફેરવી રહ્યો હતો અને બીજા હાથમાં પકડેલી પ્યાલીમાં ઇંગ્લીશ શરાબનો એક પછી એક નાનકડો ઘુંટડો ભરીને ગળા નીચે ઉતારી રહ્યો હતો.

એની બાજુમાં પડેલી સોળ સત્તર વરસની કાચી કળી જેવી છોકરી તરફડી રહી હતી. લગભગ બે કલાકથી બનારસી એની ઉઘાડી કાયા ઉપર આ રીતે હાથ ફેરવી રહ્યો હતો. છોકરીના શરીરમાંનું લોહી લાવાની જેમ ઊકળી ઊઠ્યું હતું. એનું શરીર ઉનાળાના સૂરજની જેમ તપી ઊઠ્યું હતું. એ છોકરી પલંગ ઉપર બેઠી થઈને બેત્રણ વાર બનારસીને વળગી પડી હતી. પણ બનારસીએ એને છાતી સારસી ચાંપીને એને ભીંસી નાંખવાને બદલે એને ધક્કો મારીને પછાડી હતી. બેત્રણ વાર આમ બન્યું હતું. છોકરી અકળાઈ ગઈ હતી. પણ હવે એ બનારસીનો મૂડ પારખી ગઈ હોય એમ બિસ્તર ઉપર ઊંધી પડી હતી. અને બનારસી એની ઉઘાડી, લીસ્સી પીઠ ઉપર હાથ ફેરવી રહ્યો હતો. એના મગજમાં જબરી ઉથલપાથલ મચી હતી. એને રહી-રહીને મનમાં બીક લાગતી હતી કે, મીના એને દગો તો નહીં આપે ને...!? અશોકની મિલકત જોઈને એ ફરી તો નહીં જાય ને....? જો કે એણે મીનાને પોતાની જાળમાં ફસાવવા માટે મીનાના શરીરના ઉઘાડા, બિલકુલ નગ્ન ફોટાઓ મીનાને ખબર ન પડે એ રીતે પાડી લીધા હતા. પરંતુ એને મીના કરતાંય અશોકની બીક વધારે હતી. અશોક મીનાને બદલે આરતીને પ્રેમ કરવા લાગે તો પોતાની બધી મહેનત પાણીમાં જાય. અને એટલે જ આજે એણે મીનાને ખૂબ જ સમજાવી હતી. અશોકને કેમ

તડપાવવો અને એની સાથે કેવી રીતે પ્રેમ કરવો ? એની વાસનાને ઊંધે રસ્તે વાળવાની સલાહ પણ બનારસીએ મીનાને આપી હતી. હવે બધોય આધાર મીના ઉપર હતો અને બનારસીને મીના ઉપર પૂરો ભરોસો હતો.

અત્યારે બનારસી જે કમરામાં હતો, બરાબર એના બાજુના જ કમરામાં મીના અને અશોક હતા.

મીનાએ અત્યારે ખૂબ જ બારીક, પોતાનું આખુંય શરીર દેખાય એવું ઝીણું ગાઉન પહેરી રાખ્યું હતું. અશોકના કપડાં તો એણે ક્યારનાય ઉતરાવી નાંખ્યા હતા અને અશોકના ઉઘાડા શરીર ઉપર એ પોતાના માખણ જેવા મુલાયમ હાથ ફેરવી રહી હતી.

અશોક અત્યારે દુનિયાને ભૂલી ગયો હતો. પોતાના બાપુને, પોતાની પત્ની આરતીને પણ ભૂલી ગયો હતો. એની આંખો અત્યારે શરાબના જામ જેવી મીનાની માંજરી અને માદક આંખો ઉપર જડાયેલી હતી. મીનાના મસ્તીભર્યા શરીર ઉપર જકડાયેલી હતી. એ મીનાને પકડવા મીનાને પોતાના શરીર સાથે ભીંસી દેવા આતુર હતો. એ મીનાને પકડીને એને પોતાની તરફ ખેંચતો. પરંતુ મીના હાથમાંથી છટકી જતી અને એને વંધુ ને વધુ ટટળાવતી હતી. અશોકે જ્યારે પોતાના શરીર ઉપર ફરતો મીનાનો હાથ પકડીને એને પોતાની તરફ ખેંચી, અને એની કમ્મર પકડીને પોતાના શરીર સાથે જકડી લીધી ત્યારે મીનાએ છણકો કર્યો : 'રહેવા દો-રહેવા દો-હું ક્યાં તમારી પરણેતર પત્ની છું ?'

'પત્ની નથી તો શું થયું ? હું સાચો પ્રેમ તો તને જ કરું છું ને ?' અશોકે પોતાના ગરમ હોઠ મીનાના નાજુક હોઠ ઉપર મૂકવા પ્રયત્ન કર્યો. પણ મીનાએ ચપળતાથી પોતાનો ચહેરો ફેરવી દીધો. એ બોલી : 'તમારા પ્રેમનો ભરોસો શું ? એ આરતી તમારી પાસે જ રહેશે. તમે એની સાથે પણ પ્રેમ નહીં કરો એની શી ખાતરી ? વળી મારાથી તમારું મન ભરાઈ જાય તો તમે મને ઠુકરાવી પણ દો....!'

'મીના, મીના, તું આ શું બોલે છે....? તને મારા ઉપર વિશ્વાસ નથી ?'

મીનાએ એક અદા સાથે અંગડાઈ લીધી. પોતાના બેય હાથ ઊંચા કરીને એણે પોતાની ગરદન અને કમ્મરને એક ઝાટકો માર્યો. અશોકના દિલ ઉપર વીજળી ત્રાટકી ગઈ અને એ બેબાકળો બનીને એને પકડવા દોડ્યો. મીના ખડખડાટ હસી પડી અને બોલી : 'વિશ્વાસ....? તમારા પુરુષનો શું વિશ્વાસ....? અશોક, અત્યારે તો તું મને મેળવવા માટે આમ કહી રહ્યો છે. પણ તારો મતલબ પૂરો થઈ જાય તો તું મને તરછોડી દઈશ.'

'મીના તું મને સમજવાનો પ્રયત્ન કર, હું તને જ પ્રેમ કરું છું અને મારા દિલમાં હવે કોઈ બીજી સ્ત્રી આવી શકે એમ નથી. છતાંય તને મારી ઉપર ભરોસો ન બેસતો હોય તો તું જ મને સલાહ આપ કે હું શું કરું ?'

'અશોક, મારા અશોક, જો તું મને સાચે જ પ્રેમ કરતો હોય તો તારી હવેલીમાં જ મને રહેવાની જગ્યા કરી આપ. ભલે પછી મારે તારી નોકરડી બનીને રહેવું પડે.' કહેતાં મીનાએ પોતાના શરીર ઉપરથી પેલું ગાઉન સરકાવી દીધું.

શરાબની પ્યાલીમાં વધારે શરાબ ભરાઈ જાય અને પ્યાલી જે રીતે છલકાઈ જાય તેમ મીનાની જુવાની પણ છલકાતી હતી. એની મખમલી અને માદક કાયા જોઈને અશોકે મીનાને વચન આપી દીધું : 'મીના, હું તને અલગ નહીં રાખું. હું તને મારી પાસે જ મારી હવેલીમાં, મારા દિલમાં રાખીશ.' અને બસ પછી એને વધું કંઈ કહેવું પડ્યું નહિ. મીનાની માદક અને માખણના પિંડ જેવી ધોળી ફૂલ જેવી કાયા અશોકના ખોળામાં આવી પડી. કમરામાં અંધકાર છવાઈ ગયો. જામથી જામ ટકરાતાં હોય એમ શરીરથી શરીર ટકરાઈ ગયા. વાતાવરણમાં માદક ખામોશી પથરાઈ ગઈ.

બીજા દિવસે એ જ મીના, એક હોટલના કમરામાં બનારસીને વીંટળાઈને પડી હતી. બનારસી ખુશ હતો. મીનાએ એની ગણતરી મુજબ જ કામ કર્યું હતું. હવે એ મીનાને આગળની યોજના સમજાવી રહ્યો હતો.

અશોક તો વહેલી સવારે હોટલ છોડીને આરતી પાસે પહોંચી ગયો હતો. આરતી આખી રાત એની વાટ જોતી બેસી રહી હતી. એ મોડે સુધી

રડ્યા કરતી હતી. પણ પછી એ પોતાના નસીબને વાંક આપતી ચુપચાપ પડી હતી.

અશોક હોટલ છોડીને નીકળ્યો કે તરત જ મીના બાજુના કમરામાં ચાલી ગઈ હતી. બનારસીના શરીરને વીંટળાઈને પેલી છોકરી પડી હતી. મીનાએ એ છોકરીને રવાના કરી અને એની જગ્યાએ પોતે બનારસીને વીંટળાઈ વળી હતી. બનારસીએ મીનાના શરીરને પોતાના પડખામાં દબાવતાં કહ્યું : 'મીના, રાત કેમ વીતી ?'

'બહું જ સરસ....બકરો બરાબર ફસાયો છે.' મીના બનારસી સાથે વધારે ભીંસાઈ અને પછી એણે રાતના અશોક સાથે થયેલી વાતચીત વિગતવાર કહી સંભળાવી.

બનારસી ખુશ થઈને બોલ્યો : 'વાહ, વાહ, બહુ જ સરસ....!' અને પછી એણે હવે આગળ મીનાએ શું કરવાનું છે એની યોજના વિગતવાર સમજાવી : 'મીના, અશોક હવે આપણી જાળમાં બરાબર ફસાયો છે. પણ હવે આપણે બરાબર સાવધ રહેવાની જરૂર છે. જો હવે સહેજ પણ ગફલતમાં રહીશું તો જામેલી બાજી બગડી જશે.' થોડીક વાર સુધી એ મીનાના શરીરને થપથપાવતો રહ્યો અને વિચાર કરતો રહ્યો. પછી એણે મીનાને કહેવા માંડ્યું : 'મીના, એ તને તો હવેલીમાં રાખવા માંગે છે. પણ તારી સાથે હવેલીમાં મારે રહેવું જરૂરી છે.'

'કેમ, મારા ઉપર ભરોસો નથી ?' મીનાએ મજાક કરી.

પણ બનારસી અત્યારે મજાક કરવાના મુડમાં નહોતો. એ બોલ્યો : 'મીના તું સામાન લઈને રહેવા જઈશ તો હું પણ તારી સાથે તારા ભાઈ તરીકે આવીશ. આરતી અને અશોક મને તારો ભાઈ માનશે અને હું હવેલીમાં પગ પેસારો કરવાનો પ્રયત્ન કરીશ.'

મીનાએ બનારસીના હોઠ પર પોતાના હોઠ મૂકતાં કહ્યું : 'બનારસી, તું મારો ભાઈ બનીશ ?'

'હા, મીના....આપણે નાટક કરીએ છીએ. અને નાટકમાં તો પતિ-

પત્ની પણ બનવું પડે. અને ભાઈ-બહેન પણ બનવું પડે.' અને ત્યારબાદ બનારસી કંઈ જ ન બોલ્યો. મીનાની આંખોમાં ઊંઘ ભરાયેલી જોઈને એણે ચૂપ રહેવું જ ઠીક માન્યું. પોતે પણ રાતનો થાકેલ હતો. મીનાને પોતાની છાતી સાથે જકડીને એણે પણ આંખો મીંચી દીધી.

ત્રીજે દિવસે જ મીના હવેલીમાં નોકરાણી તરીકે ગોઠવાઈ ગઈ. મીનાની સાથે એના ભાઈ તરીકે બનારસી પણ ગોઠવાઈ ગયો. મીનાએ અશોકને કહીને એને શેઠની ઑફિસમાં પટાવાળાની નોકરીએ પણ લગાડી દીધો.

હવે મીના અશોકની બિલકુલ પાસે હતી. અશોક જ્યારે ઘરમાં હોય ત્યારે એ પોતાની બિલાડી જેવી માંજરી આંખો જમાવીને, એનું ધ્યાન રાખતી હતી. ક્યારેક એકાંત મળતું ત્યારે અશોક અને મીના હવેલીમાં જ કોઈક કમરામાં એકબીજાને વળગી પડતાં. સાંજના સાત વાગ્યે મીના હવેલી છોડીને પાછળના ભાગમાં આવેલી પોતાની ઓરડીમાં ચાલી જતી અને અશોકની વાટ જોતી. બનારસી સાત વાગ્યા સુધીમાં આવી જતો. મીના બનારસીને પ્રેમથી જમાડતી એની સાથે વાતચીત કરતી, પ્રેમ કરતી અને અશોકના આવવાનો સમય થાય એ પહેલાં બનારસી હવેલીના પાછળના ભાગમાં કબૂતરોને ચણ નાંખવા માટે બનાવવામાં આવેલા ઓટલા ઉપર સૂવા ચાલ્યો જતો અને પથારીમાં પડ્યો-પડ્યો પોતાની યોજનાના વિચારો કર્યા કરતો. રાતના સાડા દશના ડંકા પડતા ત્યારે અશોક મીના પાસે દોડ્યો આવતો. આરતી પોતાના પલંગ ઉપર બેઠી-બેઠી એની વાટ જોયા કરતી.

લગ્ન પછી અશોકનાં મા-બાપ અને એની બહેનો પણ આ જ હવેલીમાં રહેવા આવી ગયા હતા. શેઠે એમને રહેવા માટે ત્રણેક ઓરડાઓ આપ્યા હતા.

અત્યાર સુધી મુનીમજી ભલા અને સાદા હતા. પરંતુ હવે એક વાર હવેલીમાં આવ્યા પછી તેઓ પાછા પોતાના ઝૂંપડા જેવા જૂના મકાનમાં જવા માંગતા નહોતા. પોતાની છોકરીઓ કે અશોક કંઈક ઊંધું કામ ન કરે એ માટે તેઓ હવેલીમાં ફર્યા કરતા હતા. રાતના પણ તેઓ હવેલીમાં આંટા મારતા હતા.

લગ્નને પંદર દિવસ માંડ વીત્યા હશે ત્યાં એમને ગંધ આવી ગઈ કે, અશોક આરતીને પ્રેમ કરતો નથી. એ આરતીની નજીક પણ ફરકતો નથી. એ મીના નામની કામવાળી સાથે રાત વિતાવે છે. અને એ વાતની ગંધ આવતાં જ મુનીમજી ધુંવાફુંવા થઈ ગયા. અશોક આરતીથી દૂર રહે એવું તો કેવી રીતે ચાલે ? એમના ચહેરા ઉપર ગુસ્સો છલકાઈ આવ્યો. એમની આંખોના ડોળા લાલ થઈ ગયા. એમણે એક ત્રાડ નાંખી. એમની ત્રાડ સાંભળીને એમની પત્ની દોડી આવી : 'શું થયું ? આમ ત્રાડ શાની પાડો છો ?'

'વાત ત્રાડ પાડવા જેવી જ છે !'

'પણ વાત શી છે ?'

'એ તને નહીં સમજાય, એ હરામખોર અશોકને મારી પાસે બોલાવ. એ બધા કર્યા કારવ્યા ઉપર પાણી ફેરવી દેવા માંગે છે. આપણને પાછા ભૂખ ભેગા કરવા માંગે છે.'

મુનીમની પત્ની બિચારી ધ્રૂજી ગઈ. એણે તરત જ પોતાની નાની દીકરી ગીતાને મોકલીને અશોકને તેડાવ્યો.

અશોક હવેલીમાં આવેલી શેઠના મુખ્ય કમરાની બાજુની ઑફિસમાં બેઠો બેઠો કોઈક ફાઈલ જોઈ રહ્યો હતો.

પોતાના બાંપુએ આ રીતે કટાણે બોલાવ્યો એ એને ગમ્યું નહિ. છતાંય કચવાતે મને એ ઊભો થયો અને પોતાના બાપુ પાસે પહોંચ્યો.

'સાલ્લા, નાલાયક, મારી બધી મહેનત ઉપર પાણી ફેરવવા માંગે છે ?'

'પણ થયું છે શું ?' અશોક બાપ ઉપર ખિજવાઈ જતાં બોલ્યો. પણ સામે એટલા જુસ્સાથી એનો ડોસો બાપ ચિલ્લાયો : 'સુવ્વર, મારી સામે બરાડે છે ? શું નથી થયું એ પૂછ.' અને પછી એના કૉલર બેય હાથે પકડીને એને હલબલાવી નાંખતા કહ્યું : 'તું આરતી પાસે કેમ જતો નથી ?'

પોતાના બાપને આવી વાત કરતો જોઈને અશોકના પગ નીચેથી જાણે

ધરતી સરી ગઈ. ત્યાં તો એના બાપુએ એને બીજો આંચકો આપ્યો : 'આ મીના કોણ છે ? એની સાથે શું સંબંધ છે....બોલ, મને બધી જ ખબર છે નાલાયક' અને પછી એને સમજાવતાં હોય એમ નરમ અવાજે બોલ્યાં : 'અશોક પત્નીને પત્નીની જેમ રાખવી જોઈએ અને રખાતને રખાતની જેમ. મીના તારી રખાત છે. ભલે હોય, એમાં કંઈ વાંધા જેવું નથી. પણ એને અહીં આરતીની છાતી ઉપર શું કામ રાખવી જોઈએ ? અલગ મકાનમાં રાખ અને લહેર કર. અને અહીં અમને પણ લહેર કરવા દે.'

અશોકને લાગ્યું કે, બાપની વાત સોળે સોળ આના સાચી છે. એ માથું ઝુકાવીને બોલ્યો : 'ઠીક છે.'અને પછી બહાર નીકળી ગયો.

અશોક ગયો એટલે અશોકની મા એના પતિ ઉપર ગુસ્સે થઈ ગઈ : 'આ તમને થયું છે શું ? છોકરાને આવી સલાહ આપતા તમને શરમ નથી આવતી ?'

'ના, એમાં શરમની વાત નથી. પૈસાદારને તો રખાત રાખવાનો હક છે. અને તું પણ કાન ખોલીને સાંભળી લે. આ હવેલી મને માંડ માંડ મળી છે. વગર કામે કર્યે મેવા-મીઠાઈ ખાવા મળે છે. હવે આ હવેલી કોઈ પણ હાલતમાં છોડવી નથી. એટલે હવેલી છોડવી પડે એવી કોઈ પણ મુરખાઈ હું અશોકને કરવા દઈશ નહીં.' બસ, મુનીમજીની આ દલીલ પછી અશોકની મા કંઈ બોલી નહીં.

એ દિવસથી મુનીમજી વધારે સજાગ થઈ ગયા. તેઓ રાતના મોડે સુધી હવેલીમાં આંટા મારતા હતા. ખાસ કરીને તો શેઠ ઉપર અને આરતી ઉપર નજર રાખતા હતા. કોઈ પણ સંજોગોમાં અશોકના ગોરખધંધાની શેઠને કે આરતીને ખબર ન પડવી જોઈએ એની તેઓ ચીવટ રાખતા હતા.

એક સાંજે મુનીમજી પોતાના કમરામાંથી શેઠના કમરા તરફ આગળ વધી રહ્યા હતા. ત્યાં અચાનક એમના કાને શેઠનો અવાજ સંભળાયો : 'બેટી, અશોક સાથે તને ફાવે છે ને ! ?' શેઠના આ શબ્દો કાને પડતાં જ મુનીમજી ત્યાં થંભી ગયાં. આરતી શેઠને શું જવાબ આપે છે એ સાંભળવા

એમણે કાન સરવા કર્યા. પણ આરતીએ શેઠના સવાલનો કોઈ જવાબ ન આપ્યો. એના ડુસ્કાં સંભળાવા લાગ્યાં.

મુનીમજીના પેટમાં ફાળ પડી. એમણે બારીમાં આંખ માંડી. શેઠ પથારીમાં સૂતા હતા અને આરતી પાસેની ખુરશી ઉપર બેઠી હતી. એણે પોતાનું માથું શેઠની છાતી ઉપર મૂકી દીધું હતું અને ધ્રુસકે ધ્રુસકે રડી રહી હતી.

શેઠ એને માથે હાથ ફેરવતાં બોલ્યા : 'દીકરી તારી મા હોત તો અત્યારે તારું ધ્યાન રાખત. હું તો તારું ધ્યાન પણ રાખી શકતો નથી.' શેઠ ગળગળા થઈ ગયા. એમની આંખે ઝળઝળિયાં ભરાઈ આવ્યાં. આરતી ક્યાંય સુધી રડતી રહી.

શેઠ એના માથા ઉપર અને પીઠ ઉપર હેતથી હાથ ફેરવતા રહ્યા. આરતી થોડીક વાર પછી ઊભી થઈ ગઈ : 'બાપુજી, તમે નિરાંતે ઊંઘો, ડૉક્ટરે તમને આરામ કરવાનું કહ્યું છે.' અને ત્યાર બાદ આરતી ચાલી ગઈ.

મુનીમજીને લાગ્યું કે, જો આ રીતે આરતી રડતી રહેશે તો એક દિવસ શેઠને બધીય ખબર પડી જશે અને શેઠ પોતાને કાઢી મૂકશે. પણ જો શેઠને જ ઠેકાણે પાડી દીધા હોય તો ખાસ વાંધો ન આવે. મનમાં શેઠને ખતમ કરવાના વિચારો કરતાં મુનીમ ચાલ્યા ગયા.

મોડી રાત સુધી તે શેઠને ખતમ કરવાના વિચારો કરતા રહ્યા. એકાદ બે વાર તો તેમને થયું કે, પોતે એ શેઠની મહેરબાનીથી જ આ હવેલીમાં આવ્યા છે. એમનું નમક વરસો સુધી ખાધું છે. પણ પછી એમના વિચારોએ સામે બળવો કર્યો : 'એ શેઠે અત્યાર સુધીમાં પોતાનું ઓછું લોહી નથી ચૂસ્યું. પોતે લાખ્ખો રૂપિયા શેઠને કમાવી આપ્યા છે. હિસાબમાં ગોટાળા કરીને, ઇન્કમટેક્સમાં લાખ્ખો રૂપિયા બચાવ્યા છે. અને એટલે પોતાની મહેનતને કારણે જ ભગવાને પોતાને આ હવેલીમાં - આ મોજમજા કરવાની તક આપી છે.'

મનમાં પાક્કો નિર્ણય કરીને મુનીમજી ઊભા થયા. હળવે પગલે એમણે

આખીય હવેલીમાં એક ચક્કર માર્યું. અશોક મીના સાથે હવેલીના પાછળના બગીચામાં મસ્તીથી પડ્યો હતો. એમને પોતાના દીકરાની નાલાયકી ઉપર ગુસ્સો આવી ગયો. આરતી પોતાના ખંડમાં આડાપડખે પડી હતી. એની આંખોની આસપાસ આંસુના ટીપાઓ જામેલા હતા અને શેઠ દીનદયાળ નિરાંતે ઊંઘી રહ્યા હતા. મુનીમજી બે પળ માટે એમના કમરાના બારણા પાસે અટકી ગયા અને પછી અંદર ચાલ્યા ગયા. હળવે રહીને એમણે શેઠનું ગળું એક હાથે પકડ્યું અને બીજા હાથે શેઠનું મોઢું દબાવી દીધું. શેઠ ચીસ પણ પાડી શક્યા નહીં. આંખોના ડોળા નીકળી પડ્યા અને શ્વાસ ઘુંટાઈ ગયો. મુનીમજી એમની છાતી ઉપર બેસી ગયા અને બધી જ તાકાતથી એમણે ગળું ભીંસી નાખ્યું. એટલે શેઠના રહ્યા સહ્યા પ્રાણ પણ ઊડી ગયા.

શેઠને ખતમ કરીને મુનીમજી બહાર નીકળ્યા ત્યારે પરસેવે રેબઝેબ થઈ ગયા હતા. ખૂબ જ ગભરાયેલા પણ હતાં અને આંખોના ડોળા ચારે તરફ ઘુમાવતાં હતા.

કમરાની બહાર નીકળતાં જ મુનીમજી ચોંકી ગયા. ત્યાં એમની પત્ની ઊભી હતી. એની આંખો અંગારા જેવી લાલ હતી અને એમાંથી ભરપુર ગુસ્સો છલકાઈ રહ્યો હતો. મુનીમ એક પળ માટે થીજી ગયા અને પછી પોતાના કમરા તરફ જવા માટે એમણે મોટા મોટા ડગલા ભરવા માંડ્યા. એમની પત્ની પણ એમની પાછળ ખેંચાઈ.



# ૬

શેઠનું ખૂન થાય એવા કોઈ સંજોગો હતા જ નહીં. એવાં કોઈ કારણો પણ હતાં નહીં. શેઠનું ખૂન થયું છે. એવી વાત પણ કોઈ માનવા તૈયાર નહીં. શેઠના ખૂનની કલ્પના પણ કોઈને આવે નહીં. અને બન્યું પણ એમ જ.

શેઠને અગાઉ હૃદયરોગનો હુમલો આવ્યો હતો અને અત્યારે પણ શેઠને મરણ પામેલા જોઈને બધાએ એમ જ માન્યું કે રાતના બીજો હુમલો આવ્યો હશે અને એ હુમલામાં શેઠનું અવસાન થઈ ગયું હશે. ડૉક્ટરને પણ તપાસવાની બહુ જરૂર લાગી નહીં. વળી હવેલીમાં શેઠનું ખૂન થવાની કોઈ શક્યતા પણ હતી નહિ.

શેઠના અવસાનના સમાચારથી એક માત્ર આરતીને દુઃખ થયું. આરતી સિવાય બીજા કોઈને દુઃખ થાય એમ હતું પણ નહિ. આરતી ધ્રુસકે ધ્રુસકે રડતી રહી, ચિલ્લાતી રહી અને શેઠની અંતિમ ક્રિયા પતાવી દેવામાં આવી.

પણ એ રાતે મુનીમની પત્ની મુનીમ ઉપર વરસી પડી : 'અત્યાર સુધી હું તમને દેવ માનતી હતી. પરંતુ ગઈ કાલ રાતે મેં તમને જોયાં પછી તો એમ લાગે છે કે તમે દેવ તો ઠીક પણ તમે માણસેય નથી.'

'ચૂપ મર...!' મુનીમજી એકદમ ગુસ્સાથી બરાડ્યા. પણ મુનીમની પત્ની ચૂપ રહેવા માંગતી નહોતી. એણે દેવ જેવા સારા અને દયાળુ શેઠનું ખૂન કરતા પોતાના પતિને જોયો હતો એટલે જ એ અત્યારે બરાડી રહી હતી : 'મને તો એ જ સમજાતું નથી કે એ દયાળુએ તમારું શું બગાડ્યું

હતું ? એણે પોતાની રૂપાળી દીકરી આપણા હાથમાં આપી દીધી. આ હવેલીમાં રહેવા માટે જગ્યા આપી. જો એ શેઠે આપણી ઉપર દયા ન કરી હોત તો આપણે એ જ જૂના ગંદા મકાનમાં પડ્યા હોત.'

'તારો બકવાસ બંધ કર. આપણે પાછા એ ગંદા મકાનમાં સડવા ન જવું પડે એટલા માટે જ મેં આ કામ કર્યું છે. તમારા લોકોનું જ ભલું વિચાર્યું છે.'

મુનીમની પત્ની ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

શેઠનું અવસાન થયું એટલે બનારસીએ મીનાને ફરી સજાગ કરી. મીનાના કહેવા પ્રમાણે અશોકે શેઠના વિશાળ કમરામાં ઑફિસ બનાવી દીધી. મીનાને માત્ર ઑફિસમાં મદદ માટે રાખી.

અત્યાર સુધી તો મીના અને અશોક લપાઈ-છૂપાઈને ખાસ કરીને હવેલીના પાછળના ભાગમાં આવેલા મીનાના કમરામાં અને બગીચામાં ફાગ ખેલતાં હતાં. પરંતુ હવે તો અશોકને કોઈની બીક નહોતી રહી. હવેલીમાં પણ એ મીના સાથે અડપલાં કર્યા કરતો.

જો કે આરતી ખૂબ ભોળી હતી. એ તો પોતાના પતિ વિષે એવી કોઈ હલકી વાત પણ વિચારી શકતી નહોતી. એ જ્યારે અશોકને મળતી અને અશોકની છાતી ઉપર માથું મૂકતી ત્યારે અશોક એને માથે હાથ ફેરવીને કહેતો : 'આરતી. ઑફિસમાં કેટલું બધું કામ પડ્યું છે...!' અને પછી એ કામના બહાના હેઠળ છટકી જતો. આરતી પણ જાણતી હતી કે, પોતાના બાપનું કામકાજ ઘણું મોટું હતું એટલે એ કામમાં અશોકને ફુરસદ મળતી નહોતી. વળી આરતીને ધીમે ધીમે એક વાત સમજાઈ ગઈ હતી કે, અશોક સાથે પોતાના લગ્ન થયાં છે. પણ અશોક પોતાને પ્રેમ કરતો નથી. જો પ્રેમ કરતો હોત તો સોહાગરાતથી માંડીને અત્યાર સુધીમાં એકાદ રાત તો એણે ગમે તેટલા કામમાંથીય કાઢી હોત. પણ હવે આ દુનિયામાં આરતીનું કોઈ હતું નહીં. મા તો એને જન્મ આપીને જ મરી ગઈ હતી. બાપાએ એને ઉછેરીને મોટી કરી હતી, ભણાવી હતી - પરણાવી હતી. એના બાપના ગયા પછી હવે માત્ર અશોકનો જ આધાર

હતો. અને એ આધાર એ ગુમાવવા માંગતી નહોતી. ગમે તેવો તોય અશોક એનો પતિ છે, અને એથીય વધારે તો એ પોતાના બાપની મિલકતનો રખેવાળ છે એમ માનીને એ આંસુ પી જતી હતી.

દુનિયામાં ખાનગી વાત જાહેર ન થાય તો પણ જાહેર થઈ જતી હોય છે. મીના અને અશોકના લફરાંની પણ ધીમે ધીમે આરતીને ગંધ આવવા લાગી. કારણ કે, પોતાના કમરાની બાજુમાં જ ઑફિસ હતી. દિવસે તો અશોક મીલની ઑફિસમાં ચાલ્યો જતો અને સાંજે આવીને હવેલીની આ ઑફિસમાં બેસી જતો. એ વખતે મીના એની સેવામાં હાજર થઈ જતી અને પછી એમની મસ્તી મજાક અને એમના હસવાનો અવાજ આરતીને કાને પડતાં. આરતી મનમાં સમસમી રહી જતી. પોતાનો પતિ ક્યારેય પોતાની સાથે આ રીતે હસતો બોલતો નથી એમ વિચારીને ઉદાસ થઈ જતી. અને ઘણીવાર એ અશોક પાસે ઑફિસમાં પણ દોડી આવતી. પણ અશોક આરતીને કહેતો : 'આરતી, મને કામ કરવા દે, તું જઈને કામ કર.' આરતી અશોકના આ શબ્દો સાંભળીને બળી મરતી અને ચૂપચાપ પાછી વળી જતી.

અશોક અને મીના વચ્ચે કંઈક લફરું છે એવી ગંધ આરતીને આવવા માંડી હતી. છતાંય એણે એ બેયને એવી હાલતમાં જોયા નહોતાં કે પોતે વાંધો ઉઠાવી શકે.

પણ હવે મનમાં શંકા જતાં આરતીએ મીના ઉપર નજર રાખવા માંડી હતી. મીનાને હવેલીમાં નોકરી આપવા અને હવેલીના પાછળના ભાગમાં જ કમરો આપવા બદલ મનમાં પસ્તાવો થયો. પણ અત્યારે એ મીનાને કાઢી શકે એમ પણ નહોતી. એ સમજતી હતી કે, જો પોતે મીનાને કાઢવાની વાત કરશે તો અશોક સાથે ઝઘડવું પડશે. અને એ અશોક સાથે ઝઘડવા માંગતી નહોતી. અત્યારે તો એ મીના ઉપર નજર રાખતી હતી.

મીના હવેલીમાંથી નીકળી. ત્યાર બાદ આરતી પોતાના કમરામાં ગઈ અને હવેલીના પાછળના ભાગમાં ઉઘડતી બારી ખોલી નાંખી અને ત્યાં પોતે છુપાઈને મીનાના મકાન તરફ જોવા લાગી. થોડી વારે બનારસી પણ મીનાના

મકાન તરફ પહોંચી ગયો. બનારસીએ મીનાને પકડી પોતાના શરીર સાથે ભીંસી અને એના ગરમ હોઠ ઉપર પોતાના હોઠ મૂકી દીધા. બન્ને જણાંએ હસતાં બોલતાં ખાધું, એ જોઈને આરતીએ અનુમાન કર્યું કે, મીના પરણેલી હશે. પરંતુ થોડી વારમાં જ એણે પોતાનું અનુમાન ફેરવવું પડ્યું. પેલો બનારસી તો ગોદડી અને ઓશીકું લઈને દૂર સૂવા ચાલ્યો ગયો અને મીનાએ પોતાના કમરામાં જઈને શણગાર કરવા માંડ્યો. આરતી એવી જગ્યાએ ઊભી હતી કે ત્યાંથી મીનાની બધી જ હિલચાલ જોઈ શકાતી હતી.

લગભગ અડધા કલાકનો સમય માંડ પસાર થયો હશે ત્યાં આરતીની નજર અશોક ઉપર પડી. અશોકને જોતાં જ આરતી ધ્રૂજી ઊઠી. અશોકની નજર પોતાની ઉપર ન પડે તેમ એ સહેજ પાછળ ખસી ગઈ.

બારણામાં અશોકની વાટ જોઈને ઊભેલી મીના દોડીને અશોકને વળગી પડી અને અશોક એને પોતાના શરીર સાથે ભીંસીને, એની ઉપર ઝૂકી પડ્યો. અને ત્યાર બાદ બન્ને પ્રેમીઓ હસતાં-ખેલતાં મોજ કરતાં બગીચામાં ફરવા લાગ્યાં. આરતીનું માથું ફરી ગયું. જો મીના અશોકને પ્રેમ કરે છે તો એની સાથે રહેતો પેલો પુરુષ કોણ હશે ? મીનાએ એની સાથે પણ પ્રેમ કર્યો હતો. જરૂર દાળમાં કંઈક કાળું છે. એ રાતે એણે જાગીને મીનાની પાપલીલા જોવાનો વિચાર કર્યો. મોડી રાતે અશોક દારૂના નશામાં લથડિયાં ખાતો પાછો ફર્યો, ત્યારે આરતી ફરી સજાગ બની. અશોકને એણે પલંગ ઉપર સુવડાવી દીધો ને પછી પોતે પેલી બારી પાસે પહોંચી ગઈ. અત્યારે મીના પેલા દૂર ઊંઘી રહેલા પુરુષને જગાડી રહી હતી. એ પુરુષ ઝડપથી જાગ્યો અને મીનાને પોતાના હાથમાં ઉઠાવીને એ કમરામાં આવ્યો. મીનાને પલંગ ઉપર પટકીને એના કપડાં ખેંચવા લાગ્યો. આરતી બારી પાસેથી સરકી ગઈ. એને ખ્યાલ આવી ગયો કે, અશોક તો ભોળો અને ભલો છે. મીના અને એની સાથેનો પુરુષ જ એને પોતાની જાળમાં ફસાવી રહ્યા છે. આરતી પાછી પોતાના પલંગ ઉપર આવી અને આરામથી ઊંઘી રહેલા અશોકનો ચહેરો જોવા લાગી.

પણ એ વખતે આરતીને સપનેય ખ્યાલ નહોતો કે, જેમ પોતે અશોક અને મીના ઉપર નજર રાખી રહી છે તેમ પોતાની ઉપર પણ કોઈક નજર

રાખી રહ્યું છે અને તેમાંય મુનીમજી પોતાનો સસરો જ પોતાની ઉપર નજર રાખે એ વાત તો આરતીની કલ્પનામાંય ક્યાંથી હોય ?

પરંતુ મુનીમજી તો દરરોજ રાતના હવેલીમાં ચક્કર લગાવતા હતા. એમને હવે બીજું કોઈ કામ હતું નહીં, એમની જગ્યાએ પેઢીમાં બે નવા મુનીમોને ગોઠવી દેવામાં આવ્યા હતા. દિવસે મુનીમજી આરામ કરતા અને રાતના તેઓ હવેલીમાં ચક્કર મારતા.

શેઠને ખતમ કર્યા પછી મુનીમજીની નજર હવે એમની વહુ આરતી ઉપર મંડાયેલી હતી. હજુ આરતી જો ધારે તો પોતાને અહીંથી - આ હવેલીમાંથી બહાર કાઢી શકે એમ હતી. હવે એક માત્ર એની બીક હતી. અને એટલે જ મુનીમજી સતત આરતી ઉપર નજર રાખતા હતા.

આજે રાતે આરતીને જાગતી જોઈને અને બારીમાંથી નજર રાખતી જોઈને તે ચોંકી ઊઠ્યા હતા. એમને ખ્યાલ આવી ગયો હતો કે, હવે આરતી બધી જ વાત જાણી જશે. કદાચ એ માથું પણ ઊંચકશે. અશોક સાથે લડશે - ઝઘડશે કે પછી પોતાને ફરિયાદ કરશે. મીના અને બનારસીને કાઢી મૂકશે. પણ આરતીએ આ રીતે મીના ઉપર નજર રાખી એ સારું થયું નથી. તે એ રાતે બિલકુલ ઊંઘી શક્યા નહીં. બીજા દિવસની સવારે જાગીને, સ્નાન કરીને બાથરૂમમાંથી બહાર આવ્યા કે તરત જ તેમણે આરતીને જોઈ. આરતીને જોતાં જ તે ચોંકી ગયા.

આરતીએ સાડીનો છેડો સરખો કર્યો અને પોતાના સસરાના ચરણને સ્પર્શ કર્યા.

આરતી હંમેશાં પોતાના ગરીબ સાસુ-સસરાને માન આપતી. એમને ખાવા-પીવામાં કે બીજી કોઈ રીતે તકલીફ ન પડે એનું પણ ધ્યાન રાખતી હતી. અશોકના મા-બાપને એ પોતાના મા-બાપ માનતી હતી.

મુનીમે આરતીને માથે હાથ ફેરવીને આશીર્વાદ આપ્યા. આરતી ઊભી થતાં બોલી : 'બાપુજી, તમે જરા નવરા પડો તો વકીલકાકાને બોલાવી લાવજો.'

'કેમ બેટા, વકીલકાકાનું અચાનક શું કામ પડ્યું ?'

'મારે જરા એમની સાથે મિલકત અંગે વાતચીત કરવી છે અને થોડીક

જરૂરી સલાહ પણ લેવી છે.'

'સારું બેટી, હું હમણાં જ જઈને એમને મળી આવું છું.' કહેતાં મુનીમજી રસોડા તરફ ગયા અને મુનીમની પત્ની પોતાની વહુ માટે એક રકાબીમાં મિઠાઈ લઈને આવી. ખૂબ પ્રેમપૂર્વક બેસાડીને એમણે પોતાના હાથે પોતાની વહુને મીઠાઈ ખવડાવી.

મુનીમજી જમીને બહાર ચાલ્યા ગયા. આરતી પણ અશોકને જવાનો સમય થયા પહેલાં જ પોતાના કમરા તરફ જવા રવાના થઈ.

આરતી પાસેથી નીકળ્યા પછી મુનીમનું માથું ફરવા લાગ્યું. આરતીએ વકીલને શુ કામ બોલાવ્યો હશે ? જરૂર એ મિલકતમાંથી અશોકનો હક કાઢી નાંખવા માંગતી હશે. ગમે તેમ પણ આરતી હવે ચેતી ગઈ છે. એ વકીલની સલાહ લેશે. કદાચ છૂટાછેડા મેળવવા માટે પણ પ્રયત્ન કરશે. ના, ના, હવે તો આ હવેલી છોડવી નથી. પેલા સડેલા મકાનમાં જઈને ભૂખે મરવું નથી.

વકીલને બોલાવવા જવાને બદલે મુનીમજી ગામમાં લટાર મારતા રહ્યાં. વકીલને બોલાવીને પોતાની ચિતા પોતાના હાથે તૈયાર કરવાની મૂર્ખાઈ તેઓ કરવા માંગતા નહોતા.

ગામમાં એક ખાલી લટાર મારીને તેઓ પાછા ફર્યા. આરતીને એમણે ખોટેખોટું કહ્યું 'બેટા, વકીલસાહેબ તો ક્યાંક બહાર ગયા છે. એક બે દિવસમાં આવી જશે.'

'સારું બાપુજી.....!' આરતીએ જવાબ આપ્યો. એ સિવાય આરતી બીજું કંઈ ન બોલી. મુનીમજી એના ચહેરા ઉપર પલટાતા ભાવ જોવા માટે બે પળ ઊભા રહ્યા. પણ આરતીના ચહેરા ઉપર કોઈ ભાવ બદલાયા નહીં. એટલે તે સહેજ ઝંખવાણા પડીને પાછા વળ્યા.

પરંતુ ત્યાર બાદ એમની બેચેની બેવડાઈ ગઈ. અત્યારે તો પોતે ખોટું બોલ્યા હતા. પણ બે દિવસ પછી ફરી વકીલને બોલાવવા માટે આરતી પોતાને મોકલશે. પોતાને બદલે બીજાને કોઈને પણ મોકલે. કદાચ એ પોતે વકીલને મળવા દોડી જાય. અથવા તો વકીલ પોતે કોઈક કામસર આવી

ચડે. ગમે તેમ પણ આ બે-ત્રણ દિવસમાં વકીલ સાથે મુલાકાત થવાની જ હતી અને એ કામ કોઈ પણ રીતે અટકાવવાનું હતું. પણ આ મુલાકાત અટકાવી શકાય એમ હતી જ નહીં. ન તો વકીલને તે કંઈ કહી શકતા હતા કે ન તો આરતીને તે રોકી શકતા હતા. હા, વકીલ અને આરતીની મુલાકાત થતી અટકાવવાનો માત્ર એક જ ઉપાય હતો. ભયંકર ઉપાય....આરતીને ખતમ કરવાનો ઉપાય.

મુનીમજી પથારીમાં પડ્યા-પડ્યા આ વિચારો કરી રહ્યા હતા. એમની બેચેની કોઈથી પણ છૂપી રહી શકે એમ નહોતી. એમની પત્ની પણ એમની આ બેચેની જોઈ રહી હતી. એણે પોતાના પતિની પાસે બેસી, ખૂબ જ લાગણીભીના અવાજે પૂછ્યું : 'શું થયું છે તમને ?'

'મુનીમજી એની સામે તાકી રહ્યા પછી બોલ્યા : 'મને તો કાંઈ થયું નથી. પરંતુ હવે આપણા પાછા ખરાબ દિવસો આવી રહ્યા છે.'

'હાય, રામ, શું થયું ?'

'થાય શું ? વહુને બધી જ વાતોની ખબર પડી ગઈ છે. એણે વકીલને બોલાવ્યો છે. હવે વકીલની સલાહ લઈને આપણને કાઢી મૂકશે.'

'આપણી વહુ થઈને આપણને કાઢી મૂકશે ?'

'હા, એના બાપની મિલકત અને તારા દીકરાનોય વાંક છે.' કહેતાં મુનીમે એક ઊંડો નિસાસો નાંખ્યો. મુનીમની પત્નીનું દિલ પણ દુઃખથી ભરાઈ આવ્યું, 'હવે આપણું શું થશે ?'

'થવાનું શું હતું ? જે વલે એના બાપની કરી છે. એ જ વલે હું એની કરીશ.'

'હાય રામ, આ તમે શું બોલો છો, તમારા હાથે તમારી વહુને....?'

'હા, હા, મારા હાથે જ...!' કહેતાં મુનીમજીએ ઊછળીને પોતાની પત્નીનું ગળું પકડી લીધું. મુનીમની પત્ની બિચારી ગભરાઈને પાછળ ખસી ગઈ. મુનીમની આંખોના મોટા અને લાલ ડોળા અત્યારે એની ઉપર મંડાયેલા હતા. મુનીમની પત્ની પોતાના પતિની આંખો જોઈને જ ડરી ગઈ.

મુનીમે ચહેરાને કરડો કર્યો. જડબાને ભીંસી લીધાં અને પછી પોતાના નાક ઉપર આંગળી મૂકીને કહ્યું : 'ચુપ, કમબખ્ત ! આજે આપણે બેય જણાં એનો ફેંસલો કરી નાંખીશું....!'

ત્યારબાદ મુનીમજીની પત્ની પણ બેચેન બની ગઈ.

એ રાત હવેલી માટે ભયાનક રાત હતી. મુનીમ અને મુનીમની પત્ની- અશોકના મા-બાપ બેય જણાં દબાતાં પગલે આરતીના કમરા તરફ આગળ વધી રહ્યાં હતાં. અશોક પણ હજુ આરતીના કમરામાં હતો. આરતી અશોક પાસે મીનાની વાત કરી રહી હતી. આરતીના શબ્દો દૂરથી પણ મુનીમના કાને પડતાં હતા. આરતી કહેતી હતી : 'અશોક, તમારી આસપાસ જાળ બિછાવવામાં આવી છે. મીના તમને નહીં પણ એના ઘરમાં રહેતા પેલા બીજા પુરુષને પ્યાર કરે છે.'

'હું તારા મોઢે મીના માટે એક પણ શબ્દ સાંભળવા માંગતો નથી.' કહેતાં અશોકે જવા માટે પગ ઉપાડ્યો. પણ ત્યાં તો આરતી બોલી : 'હું કંઈ બોલવા માંગતી નથી. પણ તમે એક વાર આપણી બારીમાં ઊભા રહીને જુઓ, હું તમને બતાવું કે, મીના કોને પ્રેમ કરે છે.'

'ચૂપ સ્સાલી, મીના ઉપર નજર રાખે છે.' કહેતાં અશોકે એક જોરદાર થપ્પડ આરતીના ગાલ ઉપર ફટકારી અને પછી એ બહાર નીકળી ગયો.

અશોક કમરાની બહાર નીકળ્યો એવાં જ મુનીમજી અને એમની પત્ની અંદર ગયાં. પોતાના સાસુ-સસરાને જોતાં જ આરતી એમને વળગી પડવા દોડી. સાસુએ હાથ પહોળા કરીને એને બાથમાં લીધી અને એની સાથે જ મુનીમજીએ એનું ગળું પકડી લીધું. આરતી કંઈ સમજે એ પહેલાં તો સાસુ-સસરાએ મળીને આરતીને ખતમ કરી નાંખી. એક અરમાનભરી- ઉમંગભરી- કોડભરી વહુને સદાય માટે સુવડાવી દેવામાં આવી.



# ૭

એક ભારે આંચકાથી અશોક ધ્રૂજી ઊઠ્યો.

આરતી એને એના ગયા જન્મની વાત કરી રહી હતી. અશોકના માતા-પિતાએ જ મળીને આરતીનું ગળું દબાવી દીધું હતું. આરતી પણ ખતમ થઈ ગઈ હતી.

એક અરમાનભરી - કોડભરી દુલ્હન-પોતાના પતિનો પ્રેમ મેળવવાના સપનાંઓ જોતી આરતીને ખતમ કરી દેવામાં આવી હતી. એક સોહાગણનાં સપનાંને ગૂંગળાવી નાંખવામાં આવ્યા હતા. આરતી તો ખતમ થઈ ગઈ હતી. આરતીનું શરીર નાશ પામ્યું હતું. પરંતુ આરતીનો આત્મા હજુ શાંત થયો નહોતો. એના આત્માને મુક્તિ મળી નહોતી. એ જ આત્મા અશોકની વાટ આ હવેલીમાં જોઈ રહ્યો હતો. અને એ જ હવેલીમાં વરસો પછી અશોક રહેવા આવ્યો હતો. અશોકનો આ બીજો જન્મ હતો. આરતી એને એના પાછલા જન્મની યાદ આપી રહી હતી અને અશોક પણ જાણે એ પાછલા જન્મમાં ખોવાઈ ગયો હતો.

અશોક દિવસે તો ઑફિસે ચાલ્યો જતો પરંતુ ઑફિસે ગયા પછી એ ઑફિસમાં પોતાનું કામ ઝડપથી પૂરું કરવા માટે આતુર બની જતો અને સાંજ સુધીમાં તો એ પોતાનું કામ પતાવી, હોટલમાં જમવાનું પતાવીને ઘરે આવી જતો અને આરતીના આવવાની વાટ જોતો.

જો કે જેવો એ પોતાના મકાનનું બારણું ઉઘાડતો કે, કમરામાં પેલા અનોખા પ્રકારની ગુલાબની અનોખી ભીની ભીની સુગંધ એનું સ્વાગત કરતી. અને આ સુગંધ જ જાણે અશોકની સાનભાન ભુલાવી દેતી.

અશોક પોતાના ઘરે પાછો ફરતો. બંગલાનું ફાટક ઉઘાડતો એ પહેલાં એની મુલાકાત પેલા મૅજરસાહેબ સાથે જરૂર થતી. મોઢામાંથી ચુંગી કાઢ્યા વિના, એ મૅજર અશોકની ખબરઅંતર પૂછતાં. ક્યારેક એની મુલાકાત દુલ્હન જેવા લાલ કપડાંવાળી એમની દીકરી રીટા સાથે પણ થતી હતી. છતાંય કદીએ એની સાથે એ અંગે કોઈ વાત કરતો નહોતો. એ તો મૅજર સાથે એકાદ બે વાત કરીને, પોતાના બંગલાનું ફાટક ઉઘાડતો અને મનમાં આરતીની યાદ વાગોળતો ધીમે પગલે બંગલાનું બારણું ઉઘાડતો. અંદર ઘૂસતાં જ પેલા ગુલાબની ભીની-ભીની સુગંધ એના નસકોરામાં પેસી જતી અને એનું મગજ તરબતર કરી નાંખતી હતી.

અત્યારે પણ અશોક બહારથી આવીને, નાહીને પથારીમાં પડ્યો ત્યારથી એ આરતીની વાટ જોઈ રહ્યો હતો. આરતી તો આરતી જ હતી. એ સમય પહેલાં કદી હાજર થતી નહીં. બસ રાતના દશ-સાડા દશનો સમય થાય, આસપાસના બંગલાઓની બત્તીઓ બુઝાવવી શરૂ થાય કે તરત જ આરતી આવી પહોંચતી.

ઘણી વાર આરતીને જોવા માટે અશોક બેચેન બની જતો હતો. કારણ કે, અશોક આરતીને ચાહવા લાગ્યો હતો. અને ગયા જન્મની દાસ્તાન સાંભળ્યા પછી તો આરતી તરફ એનો પ્રેમ અનેકગણો વધી રહ્યો હતો. આ આરતી - જેને પોતે ગયા જન્મમાં બિલકુલ પ્રેમ નથી આપ્યો, એ પોતાની પત્ની હોવા છતાંય કદી એની તરફ મીઠી નજરે જોયું નથી અને એ જ આરતી પોતાનો પ્રેમ મેળવવા હજુ સુધી ભટકી રહી છે એ જાણ્યા પછી તો એને આરતીના પ્રેમ તરફ પણ માન જાગ્યું હતું. અશોકને બેચેન બનેલો જોઈને આરતી ખીલી ઊઠતી હતી. ક્યારેક એનો અવાજ પણ અશોકને કાને અથડાતો : 'આમ ઉતાવળા શું થઈ ગયા છો ? ઘડીક વાર ખમી જાવ....હું આવું જ છુ.'

'ના, આરતી હું ઘડીક પણ ખમવા માંગતો નથી. હું તને નહીં જોઉં ત્યાં સુધી મને ચેન નહીં પડે.'

અને ત્યારબાદ વાતાવરણમાં ચમેલીનાં ફૂલો વેરાતાં હોય એમ આરતીનું ધીમું-ધીમું, મીઠું- મીઠું હાસ્ય વેરાઈ જતું.

અશોક બેચેન બનીને આરતીને જોવા કમરામાં નજર ઘુમાવ્યા કરતો, પણ પછી આરતીની વાટ જોતો અશોક અકળામણ દૂર કરવા કોઈક પુસ્તક લઈને બેસી જતો. પરંતુ અશોકનું ધ્યાન પુસ્તકમાં ન લાગતું. એ પાનાં પલટાવ્યા કરતો અને આરતીની યાદને વાગોળ્યા કરતો. સમય થતાં જ આરતી આવીને એની પથારીની નજીક બેસી જતી હતી. અત્યારે પણ આરતી બેઠી જ હતી અને અશોકને પાછલા જન્મની વાત કહી રહી હતી :

'અશોક.... મારા અશોક... તમે કેટલાં બધાં ભોળા હતા એની તમને ખબર નહોતી. તમારા ઉપર મીનાના રૂપનું જાદુ છવાયેલું હતું. તમારી આંખો ઉપર પણ એના રૂપનો પડદો પડેલો હતો. તમે મીના સિવાય કોઈને જોઈ શકતા નહીં. કશું જ વિચારી શકતા નહોતા. પરંતુ મીનાનો માલિક બનારસી બહુ જ લુચ્ચો અને નીચ હતો. મીના એને પ્રેમ કરતી હતી. એને ખરા દિલથી ચાહતી હતી અને એના ઇશારાઓ ઉપર નાચતી હતી. એના કહેવા મુજબ જ એ તમારી સાથે પ્રેમ કરતી હતી. પરંતુ બનારસી એને પ્રેમ કરતો નહોતો. એ તો એને રમવાનું એક માત્ર રમકડું જ સમજતો હતો. એના શરીર સાથે ખેલતો હતો અને પોતાના ઇશારા ઉપર એને નચાવતો હતો. એ તો મીનાને પોતાની દાસી કે પોતાની રખાત કરતાં વધારે કંઈ માનતો જ નહોતો. હા, એની સાથે પ્રેમનું નાટક જરૂર કરતો હતો. ખરેખર તો એ શરબતી ઉપર મરતો હતો.'

શરબતી પ્યારીબાઈની દીકરી હતી. અને પ્યારીબાઈ રૂપબજારની એક મશહૂર વેશ્યા હતી. મોટા મોટા અમીરો પ્યારીબાઈના રૂપ પાછળ પાગલ હતાં. રાજા મહારાજાઓ પણ ક્યારેક પોતાની પ્યાસ બુઝાવવા પ્યારીબાઈને પોતાના રંગભવનમાં બોલાવતાં અને પ્યારીબાઈના ભર્યા-ભર્યા અંગોને, સુંદર, કોમળ, મુલાયમ શરીરને પોતાના શરીર સાથે ભીંસીને દિવસો સુધી પડ્યા રહેતાં અને પછી પ્યારીબાઈને માલામાલ કરીને પાછી વળાવતાં. પ્યારીબાઈના રૂપની ઝલક માણવી, એ કોઈ જેવા તેવા સામાન્ય માણસનું

ગજું નહોતું. ઘણા અમીરોને પણ એના રૂપની ઝલક જોવા માટે દિવસો સુધી એના 'પ્યાર મહેલ'ના આંટા મારવા પડતા.

આ પ્યારીબાઈ કોઈ અંગ્રેજ અમલદાર સાથે સંપર્કમાં આવી હતી અને એ સંપર્કમાંથી દોસ્તી અને દોસ્તીમાંથી બન્ને વચ્ચે પ્રેમ જાગ્યો હતો.

એ અચ્છા અચ્છા ફૂલ જેવા, માંજરી આંખો અને કેશરી ઝૂલ્ફાવાળા અંગ્રેજ અમલદાર ઉપર પ્યારીબાઈ ફિદા થઈ ગઈ હતી. ખરા દિલથી ન્યોછાવર થઈ ગઈ હતી. કોઈને દિલ નહીં આપનાર પ્યારીબાઈ એ અંગ્રેજ અમલદારને દિલ આપી બેઠી હતી અને એટલે જ આજ સુધીમાં અનેક પુરુષો સાથે રાત વીતાવ્યા છતાંય એ બચ્ચાની લપથી દૂર રહી હતી. પણ એ અંગ્રેજ અમલદારની મુલાકાત પછી, એના પ્રેમની આગ મનમાં સળગી પછી, પ્યારીબાઈએ એ અંગ્રેજના બચ્ચાંની મા બનવાનું મનમાં નક્કી કરી લીધું. એ અંગ્રેજ અમલદાર એને પોતાને દેશ ફરવા પણ લઈ ગયો હતો. અને પરદેશની એ રજવાડી હોટલોમાં જ પ્યારીબાઈ એ અંગ્રેજના શરીર સાથે લપેટાઈ હતી. એના શરીરમાં સમાઈ જવા માટે એ ભારે આવેશથી એને વળગી હતી. અને એ હોટલની રાતોના ફળ તરીકે પ્યારીબાઈને પેટે 'શરબતી' જન્મી હતી.

શરબતી શરબત જેવી જ મીઠી, મસ્ત અને માદક હતી. એના શરીરના એકે એક અંગમાંથી જાણે શરબતની મિઠાશ ટપકી રહી હતી. શરબતીનું માદક શરીર અને મસ્ત જુવાની એવાં હતાં કે, એને જોનારની આંખો બે ઘડી ફાટી જ જાય. એનું રૂપ જોઈને બનારસીની આંખો પણ ફાટી ગઈ હતી.

બનારસી શોખીન જીવ હતો. પોતાની પાસે ખૂબ-ખૂબ પૈસા હોવા જોઈએ એવું એ માનતો હતો. બનારસી એ પણ જાણતો હતો કે મજૂરી કરવાથી કદી પૈસા મળતા નથી. પૈસા મેળવવા તો ચાલાકી કરવી પડે છે, લુચ્ચાઈ કરવી પડે છે, કપટ કરવું પડે છે. અને બનારસી એ બધું કરતો પણ હતો.

પૈસા મેળવીને એ ખૂબ જ સુંદર કપડાં પહેરતો હતો. હોટલોમાં જતો

હતો. જુગાર રમવા માટે કલબોમાંય જતો હતો અને શરાબ પણ ખૂબ પીતો હતો. એ બધું તો ઠીક, પણ એને સૌથી વધારે શોખ તો છોકરી સાથે રાત ગુજારવાનો હતો. એ હોટલના કમરામાં છોકરીઓ સાથે મસ્તીથી રાત પસાર કરતો હતો. ક્યારેક એ મજા ખાતર રૂપબજાર અને વેશ્યાગલીમાં પણ આંટો મારી આવતો હતો. અને આ ગલીમાં જ એણે પ્યારીબાઈના વખાણ સાંભળ્યાં હતાં અને વખાણ સાંભળ્યા પછી એને પ્યારીબાઈને મળવાની ચટપટી આવી હતી. પ્યારીબાઈને જોયા પછી એની દાઢમાં સમાઈ ગઈ હતી પરંતુ જ્યારે પ્યારીબાઈને ત્યાં એણે સત્તર વરસની જુવાનીના છલકતા જામ જેવી શરબતીને જોઈ ત્યારે તો એ એનું રૂપ જોઈને પાગલ થઈ ઊઠ્યો હતો. એ જ વખતે એણે એ શરબતીને પોતાની બનાવવાનું મનમાં નક્કી કરી લીધું હતું. પરંતુ એ જાણતો હતો કે, શરબતી કંઈ જેવી-તેવી છોકરી નથી. એ એક વેશ્યાની દીકરી છે અને વેશ્યાની દીકરી પૈસા સિવાય કોઈની સાથે પ્રેમ કરી શકતી નથી. અને ત્યારથી પૈસા મેળવવા એ તરકીબો લડાવી રહ્યો હતો અને એની જાળમાં મીના અને અશોક ફસાઈ ગયા હતાં. મીનાએ બનારસી ખાતર અશોકને પોતાનો દીવાનો બનાવ્યો હતો. પોતાનું શરીર આપ્યું હતું. બનારસીના કહેવા પ્રમાણે અશોક પાસેથી પૈસા પડાવતી રહેતી હતી અને એ પૈસાથી બનારસી જલસા કરતો રહેતો હતો. એમાંથી વધારે પૈસા એ પ્યારીબાઈની પાછળ બગાડતો હતો. બનારસી જાણતો હતો કે, જો શરબતીને મેળવવી હશે તો સૌથી પહેલાં પ્યારીબાઈને જ ખુશ કરવી પડશે.

અને પ્યારીબાઈને ખુશ કરવા એ રાત-દિવસ એની પાછળ ભટકતો રહેતો હતો. મીના તો બિચારી એ વાતથી સાવ અજાણ હતી. એ તો એમ જ માનતી હતી કે, બનારસી પોતાને સાચો પ્રેમ કરે છે. એ અશોકની મિલકત કબજે કરીને, પોતાને આ હવેલીની રાણી બનાવીને રાખશે. જ્યારે બનારસી તો પોતાનું કામ પતી જાય, અશોકની મિલકત પોતાના હાથમાં આવી જાય પછી મીનાને પોતાના રસ્તામાંથી ખસેડીને શરબતીને એ હવેલીમાં રાણી બનાવીને રાખવાનાં સપનાંઓ જોતો હતો.

જો કે શરબતી તો એમ એના હાથમાં આવે એવી નહોતી. એટલે અત્યારે તો એ સાડત્રીસ વરસની પ્યારીબાઈના શરીર સાથે ખેલીને જ મન મનાવતો હતો.

પ્યારીબાઈની સાથે રાત ગાળવા માટે એણે એક હોટલનો કમરો બુક કરાવી રાખ્યો હતો.

પ્યારીબાઈની ઉંમર વધારે હતી છતાંય એણે પોતાનું શરીર ખૂબ સારી રીતે જાળવી રાખ્યું હતું. એના એકે એક અંગમાંથી મસ્તી ટપકતી હતી, એનુ એકે એક અંગ હજુ જુવાન હતું. એ સિવાય પુરુષોને ખુશ કરવાની કળા પણ એ ઘણી સારી રીતે જાણતી હતી.

બનારસી જ્યારે-જ્યારે એને હોટલના કમરામાં લઈ જતો ત્યારે એના માદક અંગોને ચૂમવાનું શરૂ કરી દેતો.

અને એ મસ્તીભર્યા અંગોને ચૂમતો ચૂમતો બનારસી પ્યારીબાઈની ખુશામત કરતો હતો : 'પ્યારીબાઈ, ભગવાનના સોગંદ, હું તને જ પ્રેમ કરું છું. તારા સિવાય હું કોઈને પણ ચાહી શકતો નથી.'

ત્યારે પ્યારીબાઈ પલંગમાં પોતાનો ઉઘાડા દેહને ફેરવીને કહેતી : 'હવે રહેવા દે, રહેવા દે....તું મને ક્યાં પ્રેમ કરે છે....? તું તો મારા શરીરને ચાહે છે.'

'હા, તારું શરીર જ મને ગમે છે. તારા શરીર સિવાય આજ સુધી મેં કોઈ સ્ત્રીના શરીર સામે જોયું નથી.'

'હુંમ....તમે સાલ્લા બધા જ મરદો એમ જ કહો છો.' કહેતાં પ્યારીબાઈ એક મસ્ત અંગડાઈ લેતી અને એના શરાબી અંગો ઉપર-એના ખુલ્લા શરીર ઉપર બનારસી તૂટી પડતો....એને પોતાના શરીર સાથે જકડીને, દબાવીને એ પાગલની જેમ બબડતો : 'પ્યારીબાઈ હું તને કાયમ માટે મારી બનાવીને રાખવા માગું છું. કાયમ માટે....કાયમ માટે....કાયમ.'

અને ત્યારે પ્યારીબાઈ પણ મસ્તીખોર બની જતી. પોતાના ધગધગતા અંગારા જેવા ગરમાગરમ શરીર સાથે એ બનારસીને જકડી લેતી અને પછી

આવેશમાં આવેલા બનારસીના કાનમાં એ કહેતી : 'બનારસી, મારો ભાવ વધી ગયો છે....હવેથી તારે બસ્સો રૂપિયા વધુ આપવા પડશે. અને આવેશમાં આવેલો બનારસી જવાબ આપતો : 'પ્યારીબાઈ, તું હજ્જારો રૂપિયા માંગીશ તો પણ હું તને છોડવાનો નથી.'

પણ પ્યારીબાઈની ખુશામત કરતા બનારસીએ પોતાના મનની વાત પ્યારીબાઈને જણાવી નહોતી. અને બનારસીના મનમાં પોતાની દીકરી રમે છે એ વાતની તો પ્યારીબાઈને ગંધ સુદ્ધા પણ આવી નહોતી.

જ્યારે અશોક આરતી સાથે પરણ્યો અને આરતીના પિતાજી ખતમ થઈ ગયા પછી અશોકના હાથમાં પૂરી સત્તા આવી ગઈ. એ મીનાને પણ ખૂબ પૈસા આપતો હતો અને મીના પાસેથી પૈસા પડાવીને બનારસી શરબતી પાછળ ખરચતો હતો. જો કે શરબતી એમ હાથ આવે એમ નહોતી. એની પાછળ તો બનારસી જેવા અનેક યુવાનો પડ્યા હતાં. પણ શરબતી કોઈને ય દાદ આપે એવી નહોતી. છતાંય બનારસી એની પાછળ ધૂમ પૈસા બગાડી રહ્યો હતો. એ અવારનવાર શરબતીને ભેટો આપતો હતો. એને હોટલમાં લઈ જઈને ખવડાવતો હતો. પણ એના બદલામાં શરબતી એક મીઠી મુસ્કાન સિવાય વધારે કંઈ જ બનારસીને આપતી નહોતી.

પણ બનારસી એમ મીઠી મુસ્કાનથી સંતોષ માનીને બેસી રહે તેવો નહોતો. એણે તો મનમાં નક્કી કરી નાંખ્યુ હતું કે, એક વાર અશોકની મિલકત હાથ આવે પછી એની વાત છે. અત્યારે એ ભલેને જેટલાં નખરાં કરવા હોય તેટલા કરી લે.'

બનારસીને રોજ-રોજ ખૂબ પૈસા માંગતો જોઈને મીના એને પૂછતી : 'બનારસી, તું દરરોજ આટલા બધા પૈસા લઈને એનું શું કરે છે ?'

બનારસી જવાબ આપવાને બદલે મીનાને પોતાની છાતી સાથે જકડી લઈને કહેતો : 'એ તને નહિ સમજાય મીના....!'

મીના શંકાથી જીવ ઊંચો કરીને પૂછી બેસતી : 'બનારસી, તું આટલા બધા પૈસા જુગારમાં હારી નથી જતો ને....? ક્યાંક બીજે....!'

પણ બનારસી મીનાનું એ શંકાભર્યું વાક્ય પૂરું થવા ન દેતો. એ તરત જ મીનાને અટકાવીને કહેતો : 'ના, ના, મીના, હું એ પૈસા એક ધંધામાં રોકું છું. વખત આવ્યે હું તને બધું જ સમજાવીશ.' કહેતા એ મીનાના હોઠને પોતાના દાંતોમાં દબાવીને એમાંથી રસ ચૂસવા લાગતો.

અને મીના પછી બનારસીને વધારે કંઈ પૂછતી નહીં. એને બનારસી ઉપર પૂરો ભરોસો હતો. અને એ ભરોસા ઉપર જ અત્યાર સુધી એ બનારસીના ઇશારે નાચતી આવી હતી.

અશોકના બાપ મુનીમે શેઠનું ગળું દબાવીને ખતમ કરી નાંખ્યા પછી તો બનારસી વધુ આઝાદ થઈ ગયો હતો. એ હવેલીમાં હવે છૂટથી આવતો-જતો હતો.

આરતીના રૂપ અને જોબન ઉપર પણ એ નીચ બનારસીની ખરાબ નજર હતી, પરંતુ એ આરતીને છંછેડવા માંગતો નહોતો. એ તો સમજતો હતો કે, જો પાસે પૈસા હશે તો આરતી જેવી અનેક છોકરીઓને પોતાની પથારીમાં આળોટતી કરી શકાશે. છતાંય એ આરતીને એવી નજરે જોઈ રહેતો કે આરતી ગભરાઈને કંપીને નજર ઝુકાવી લેતી.

આરતીને ખબર પડી ગઈ હતી કે, બનારસી એક નંબરનો ગુંડો અને બદમાશ છે.

એક વાર એણે અશોકનું પણ એ બાબતમાં ધ્યાન દોર્યું હતું. પરંતુ અશોકે એને તરત જ છણકો કર્યો હતો : 'તને તો આ દુનિયામાં કોઈ જ સારું લાગવાનું નથી. હું પણ તને ક્યાં સારો લાગું છું ?'

અશોકની વાત સાંભળીને આરતીની આંખોમાં આંસુઓ ધસી આવ્યાં. એ રડતાં-રડતાં બોલી હતી : 'અશોક, આ તમને શું થઈ ગયું છે, તમે મારી સાથે આવો વહેવાર કેમ કરો છો ? હું તમારી પરણેતર પત્ની છું એ પણ ભૂલી જાવ છો ? અને પેલી બે બદામની કામવાળી મીનાની સાથે અમન-ચમન કરો છો ?'

'હા, હું શેઠ છું. આ હવેલીનો શેઠ છું. અને મને જે ઠીક લાગશે તે હું કરીશ. તું વચ્ચે બોલનારી કોણ છે....?'

અને ત્યાર બાદ આરતી એક પણ શબ્દ બોલતી નહીં. એ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગતી. અને અશોક પગ પછાડતો ત્યાંથી ચાલ્યો જતો.

આ ઘટના પછી બરાબર ત્રીજા કે ચોથા દિવસે આરતીને ખતમ કરી નાંખવામાં આવી.

આરતી ખતમ થઈ ગઈ એ પછી તો બનારસી અને મીનાને જોઈતી છૂટ મળી ગઈ હતી. બનારસી તો ઑફિસમાં કામે લાગી ગયો હતો અને ત્યાં ગોટાળાઓ કરીને એ પૈસા ખેંચતો હતો જ્યારે મીના પણ અશોક પાસેથી ધાર્યા પૈસા ખંખેરી રહી હતી. અને એમાંથી મોટાભાગના પૈસા બનારસી શરબતી પાછળ ઉડાવી રહ્યો હતો. શરબતીને હાથ કરવા માટે એ પ્યારીબાઈને પણ ખુશ કરવાના પ્રયત્નો કરતો હતો અને દરેક વાતમાં એને સફળતા પણ મળતી જતી હતી.

પણ જેમ-જેમ બનારસીને સફળતા મળી હતી તેમ-તેમ એ વધુ ને વધુ લાલચુ અને કપટી બનતો જતો હતો. આરતી અને આરતીના પિતાજી ખતમ થઈ ગયા એ એને માટે ઘણું સારું થયું હતું. કોઈ પણ જાતની તકલીફ વિના એના રસ્તાનો કાંટો નીકળી ગયો હતો. એને પોતાને પણ એ અંગે મનમાં શંકા પેદા થતી હતી. પહેલાં બાપ ખતમ થયો અને પછી થોડાક જ મહિનામાં એની દીકરી પણ ખતમ થઈ ગઈ. હવેલીના બન્ને માલિકો ખતમ થઈ ગયા. એમને કોઈએ ખતમ કર્યા હશે કે પછી બીજું કંઈક બન્યું હશે ? કારણ કે આરતીનો બાપ ખતમ થઈ ગયો એ તો જાણે માની શકાય એવી વાત હતી. પરંતુ સાજી-સારી આરતી આમ એકાએક ખતમ થઈ જાય એ એના માનવામાં નહોતું આવતું. પણ એને ખતમ કરે તો કોણ કરે ? અશોક એવું કરે એવી વાત તો માનવામાં આવે તેવી જ નહોતી. ગમે તેમ પણ આરતી ખતમ થઈ એનો સૌથી મોટો ફાયદો તો એને જ થયો હતો.

હવે બનારસીની નજર અશોકની ઉપર હતી. અશોક ખતમ થઈ જાય

તો એનો રસ્તો સરળ થઈ જાય એમ હતો અને એને માટે બનારસી કોઈક રસ્તો પણ વિચારી રહ્યો હતો.

તેમ છતાંય બનારસી કોઈ ઉતાવળ પણ કરવા માંગતો નહોતો. એ જાણતો હતો કે ઉતાવળ કરવાથી બાજી બગડી જશે. વળી આ કામ એ એટલી સિફતથી કરવા માંગતો હતો કે એની કોઈને ગંધ સુદ્ધાં ન આવે અને કોઈને એવી શંકા ન જાય કે, અશોકને જાણી જોઈને ખતમ કરવામાં આવ્યો છે.

જો કે કોઈને એવી શંકા જાય તોય એનું નામ કોઈ લઈ શકે તેમ નહોતું. કદાચ કોઈ એનું નામ લે, એની તરફ આંગળી ઉઠાવે તોય એને એની કોઈ પરવા નહોતી. પરંતુ અત્યારે આવા સમયે એ કોઈ પણ જાતના લફરામાં પડવા માંગતો નહોતો અને તેમાંય ખાસ તો પોલીસના લફરામાંથી એ બચીને રહેવા માંગતો હતો.





રવિવારનો દિવસ નહોતો. છતાંય રજા હતી. રજાના દિવસે અશોકે દિલ્હીમાં ફરવા જવાનું નક્કી કર્યું હતું. એ છેલ્લા કેટલાક દિવસથી ફરવા જઈ શક્યો નહોતો. દિલ્હી આવ્યા પછી એ દિલ્હીમાં સરખી રીતે ફર્યો પણ નહોતો.

સવારના વહેલો જાગીને એ બાથરૂમમાં પેઠો ત્યાં જ અચાનક આરતીની હાજરી ગુલાબની અનોખી સુગંધ બનીને ફેલાઈ ગઈ. અશોકની આંખો સામે આરતીનો ચહેરો તરવરી આવ્યો. એણે આંખો મીંચી અને આરતીના ગાલે ચુંબન કરતો હોય એમ ખૂબ જ પ્રેમથી ખૂબ જ મિઠાશથી પોતાની હથેળી ઉપર એક હળવું ચુંબન કર્યું. અને એના ચુંબનની સાથે જ વાતાવરણમાં ચમેલીના અને મોગરાનાં ફૂલો વેરાયા હોય એવું મીઠું આરતીનું ખિલખિલાટ કરતું હાસ્ય ફેલાઈ ગયું.

અશોકે આંખો ઉઘાડી, બહાવરાની જેમ ચારે તરફ ફાંફાં માર્યા. આરતી એને દેખાઈ નહીં. ધીમે-ધીમે પેલા ગુલાબની સુગંધ પણ હવામાં ઓગળી ગઈ. અશોકે ધીમે-ધીમે નહાવાનું શરૂ કર્યું.... નાહી-પરવારીને એ કપડાં બદલીને તૈયાર થયો. એણે પોતાની ઘડિયાળમાં જોયું. લગભગ, સવા નવ વાગ્યા હતા. હવે અહીંથી સીધા હોટલમાં જઈને, ચા-નાસ્તો પતાવીને પછી એ ફરવા નીકળવાનો હતો. સાંજે પાછા વળતી વખતે થોડીક ખરીદી પણ કરવાની હતી. ઘણા વખતથી એણે કોઈ ખરીદી કરી નહોતી. એણે પોતાની બૅગ ઉઘાડી અને એમાંથી નોટો કાઢીને, પોતાના પાકીટમાં ભરી લીધી અને એ પાકીટ પોતાના ખિસ્સામાં એ મૂકવા જતો હતો ત્યાં જ

અચાનક એના નાકમાં ગુલાબની તેજ ગંધ ભરાઈ ગઈ અને એની સાથોસાથ એક અવાજ પણ એના કાનમાં ઘૂસી ગયો : 'અશોક જલદી ખસી જાવ....!' અને એ અવાજની સાથોસાથ જ અશોક જ્યાં ઊભો હતો ત્યાંથી ખસી ગયો. કોઈક અજબ શક્તિએ એને જોશથી ધક્કો મારીને ખેંચ્યો હતો. જેવો અશોક પોતાની જગ્યાએથી ખસ્યો કે તરત જ એક પથ્થર જમીન ઉપર પડ્યો.

અશોકે જ્યાંથી પથ્થર પડ્યો હતો ત્યાં જોયું. દીવાલના એક ખૂણામાંથી પથ્થર નીકળીને પડી ગયો હતો અને બીજો પથ્થર પડવાની તૈયારીમાં હતો. અશોક ડરીને ગભરાઈને સહેજ પાછળ ખસી ગયો. તરત જ એ પથ્થર પણ પડ્યો.

અશોક કોઈ વિચાર કરે એ પહેલાં જ આરતીનો અવાજ એના કાને પડ્યો : 'સારું થયું અશોક તમે ખસી ગયાં, નહિતર આ પથ્થરથી તમારું માથું ફાટી ગયું હોત.'

અશોક આરતીને જોવા માટે પાછળ ફર્યો.

પણ આરતી દેખાઈ નહિ. અશોકે આરતીને જવાબ આપ્યો : 'આરતી, તેં જ મને બચાવ્યો છે. હું તારો આભાર કેવી રીતે માનું ?'

'એમાં આભાર માનવાની જરૂર નથી અશોક, પણ આટલાં વરસે હવે તમે મને મળ્યા છો, તો હું તમને ગુમાવવા માંગતી નથી.'

આરતીની વાત સાંભળીને અશોક વ્યાકુળ બની ગયો. 'આરતી, તું ક્યાં છે ? તું કેમ મારી સામે આવતી નથી ? તું મને ચાહે છે તો પછી તું મને કેમ મળતી નથી ? મારી સામે કેમ આવતી નથી ?'

'અશોક, હવે થોડી ધીરજ ધરો. એક એવો સમય પણ આવશે કે, હું તમારી બની જઈશ.'

'ક્યારે ? આરતી જો તું મને નહિ મળે તો હું પાગલ થઈ જઈશ.'

'અશોક, પાગલ તો તમે મને બનાવી છે. ગયા જન્મમાં મેં તમારી કેટલી વાટ જોઈ હતી. તમારો પ્રેમ મેળવવા હું કેટલી તડપી હતી. એટલે આ જન્મમાં તમારે પણ થોડીક વાટ જોવી પડશે, તડપવું પડશે.'

'આરતી....આરતી....તું આમ છુપાઈને વાત ન કર, તું મારી સામે આવ.'

અશોકે આરતીને સામે આવવા વિનંતી કરી પરંતુ એનો કોઈ જવાબ આરતીએ ન આપ્યો, પણ સામેની બારીમાંથી એક સ્ત્રીનો આકાર ધુમાડાની જેમ બહાર જતાં જોયો. અશોક એ ધુમાડાને પકડવા દોડી ગયો. પણ એ પહેલાં તો ધુમાડો હવામાં ઓગળી ગયો હતો.

અશોકે પોતાના બન્ને હાથ મસળીને, અફસોસ સાથે બારીની બહાર જોયું અને પછી બારી બંધ કરીને એ બહાર નીકળ્યો.

બારણાને તાળું મારી. ઝાંપો બંધ કરીને એણે પીઠ ફેરવી કે તરત જ એની નજર સામે ઊભેલા મૅજર ઉપર પડી.

એ મૅજર મોઢામાં ચુંગી દબાવીને, અશોકની તરફ જ જોઈ રહ્યા હતા.

અશોક અમસ્તો જ હસી પડ્યો. એટલે મૅજરે એને બોલાવ્યો : 'ભાઈ, આજે સવાર સવારમાં ક્યાં ઊપડ્યો....!? આજે રજા છે ને....?'

'હા, રજા છે.' અશોકે એમની નજીક આવતાં જવાબ આપ્યો.

'તો પછી આજે બપોરે મારે ત્યાં જમી લેજે. જમ્યા પછી બેઘડી સાથે બેસીશું અને ગપાટા મારીશું.'

અશોક વિવેક ખાતર હસતાં હસતાં બોલ્યો : 'વડીલ, તમે મને જમવાનું કહ્યું એ જ મારે માટે ઘણું છે. આપના પ્રેમ અને લાગણી માટે આભાર.'

પણ મૅજરે એનો ખભો પકડી લીધો : 'એમાં આભાર શેનો ? તારે રજા છે અને હું તો નવરો જ છું.'

'હા, પણ આપણે જમવાનું ફરી કોઈક વાર ગોઠવીશું. રજાઓ તો ઘણી આવશે.'

'ભલે જેવી તારી મરજી. આ ઘરને પણ તું તારું જ સમજી લેજે.'

અશોક અને મૅજરસાહેબ એમ વાતો કરતા હતા. ત્યાં જ લાલ કપડાંમાં બની-ઠનીને, એમની દીકરી નીલુ બહાર આવી. બહાર ઊભી

કરેલી લાલ લેડીઝ સાઈકલ લઈને એ અશોક અને મૅજર પાસે આવી. 'પપ્પા હું ફરવા જાઉં છું.'

'ક્યાં જાય છે ?'

'પપ્પા, દિલ્હી તો ઘણું મોટું શહેર છે, ગમે ત્યાં ચક્કર લગાવી આવીશ.'

'પણ ક્યાં ચક્કર લગાવીશ ?'

'પપ્પા, તમે તો એવી વાત કરો છો, જાણે હું નાની કીકલી છું.'

મૅજરસાહેબ ખડખડાટ હસી પડ્યા. અશોક પણ એમની સાથે હસ્યો. એને કહેવાની ઇચ્છા થઈ કે 'મારી સાથે ચાલો, હું ફરવા જાઉં છું. ઠીક રહેશે.' પણ નીલુ સામે એક નજર નાંખ્યા પછી એ બોલી શક્યો નહીં. હોઠ સુધી આવેલા શબ્દો પાછા ચાવીને, એ ગળામાં ઉતારી ગયો.

નીલુએ એની સામે નજર પણ નાંખી અને સાઇકલની ઘંટડી વગાડતી ઊપડી ગઈ.

નીલુ ચાલી ગઈ એટલે મૅજરસાહેબ બોલ્યા : 'બહુ જિદ્દી છે. કોઈનેય વિવેકથી બોલાવતી નથી.'

'કંઈ વાંધો નહિ મૅજરસાહેબ, એવો અફસોસ ન કરશો. લાડકોડમાં ઉછરેલાં છોકરાંઓ શરૂશરૂમાં એવાં જ હોય છે. પરંતુ પછી એ જ છોકરાંઓ બહુ જ ચપળ અને ચાલાક સાબિત થાય છે.'

અશોકની વાત ઉપર મૅજરસાહેબ હો-હો-હો કરતાં જોશથી હસી પડ્યાં. અને અશોક એમની સાથે હસવાને બદલે મૅજરસાહેબને હાથ બતાવીને ત્યાંથી રવાના થઈ ગયો.

અશોકે બહાર નીકળીને રિક્ષા બાંધી લીધી. બપોર સુધી તો એ આમતેમ ફર્યો. પણ એને ખાસ કંઈ મઝા આવી નહીં. વારે ઘડીએ એને આરતી યાદ આવી જતી હતી. એને થયું કે, પોતે ઘરમાં હોત તો આરતી સાથે થોડી ઘણી વાતચીત થઈ હોત. કદાચ આરતી સાથે મુલાકાત પણ થઈ

હોત. ગમે તેમ પણ એનું મગજ કંઈક ચકરાવા લાગ્યું હતું. બપોરનો સૂરજ માથે આવ્યો અને તાપ સહેજ વધી ગયો એટલે અશોકે પાછા ફરવાનું જ નક્કી કરી લીધું હતું. ખરીદી કરવાનું પણ એણે સાંજ ઉપર ઠેલ્યું હતું. દિલ્હીમાં આટલી હદે ગરમી પડે છે એની તો એને આજે જ જાણ થઈ હતી. પંખાવાળી ઑફિસનાં શાંત અને ઠંડકભર્યા વાતાવરણમાં એને બપોરના સમયે ગરમી ખાસ કંઈ લાગતી નહોતી. રજાને દિવસે તો એ બપોરે ઘરમાં આરામ જ કરતો હતો. સાંજના કોઈક વાર એ આસપાસમાં જ એકાદ ચક્કર લગાવી આવતો. એટલે જ એ આજ બપોરની ગરમીથી કંટાળીને પાછો ફરી ગયો. ઘરે પાછા ફરતી વખતે પણ એની આંખો સામે આરતી જ તરવરતી હતી. એ આરતીના વિચારોમાં ખોવાયેલો હતો ત્યાં જ અચાનક એક આંચકા સાથે રિક્ષા અટકી ગઈ.

અશોકનું ધ્યાન હવે આરતીમાંથી ખસીને, રસ્તા ઉપર ખેંચાયું. રસ્તા ઉપર લોકોનું એક ટોળું જમા થયું હતું. કદાચ કોઈ અકસ્માત થયો હશે એવો વિચાર કરીને અશોકે ઊંચાનીચા થઈને જોવાનો પ્રયત્ન કર્યો. પણ કંઈ દેખાયું નહિ. એટલે એ સીટ ઉપર ટેકો દઈને બરાબર બેસી ગયો. પણ પેલા રિક્ષાવાળાનો રસ ઘટ્યો નહિ. એણે બૂમ મારીને ટોળાના લોકોને પૂછ્યું : 'શું થયું ભાઈ....?' ટોળામાંથી બે-ત્રણ જણાએ પાછળ વળીને જોયું અને એક જણાએ જવાબ આપ્યો, 'ભઈ, અકસ્માત થયો છે. કોઈક છોકરી છે.'

છોકરીનું નામ પડતાં જ એ રિક્ષાવાળાને કરંટ લાગ્યો હોય એમ એ ઊભો થઈ ગયો. અને રજા માંગતો હોય એવી નજરે અશોકની સામે જોઈને આગળ વધી ગયો. થોડીક વારે એ પાછો આવ્યો : 'લાલ કપડાંવાળી મેમસાહેબની સાઇકલ એક રિક્ષાવાળા સાથે ટકરાઈ છે.' એમ બબડતાં એણે રિક્ષા ચાલુ કરવા માંડી.

પણ લાલ કપડાનું નામ પડતાં જ અશોક ચોંક્યો. એને મનમાં વિચાર આવ્યો કે, કદાચ એ પેલા મૅજરસાહેબની દીકરી નીલુ તો નહિ હોય ?

અશોકે રિક્ષાવાળાને કહ્યું : 'ઊભા રહો. એક મિનિટ, હું જરા જોઈ લઉં, એ મારી સંબંધી તો નથી ને ?'

રિક્ષાવાળો ત્રાંસી નજરે અશોક સામે જોતો રહ્યો.

અશોકની શંકા સાચી જ પડી. એ નીલુ જ હતી. એના પગે વાગ્યું હતું. ઢીંચણ છેક ઘુંટણ સુધી છોલાઈ ગયું હતું. અશોકે સ્વાભાવિક જ નીલુને બૂમ મારીને પૂછ્યું : 'શું થયું, નીલુ ?'

નીલુએ અશોક સામે દર્દથી પિડાતી આંખે જોયું. અશોકે એને સાંત્વના આપતાં કહ્યું : 'નીલુ તું ગભરાઈશ નહિ, હું હમણાં જ તને મૅજરસાહેબ પાસે લઈ જાઉં છું.'

અશોકે એક-બે જણની મદદથી નીલુને રિક્ષામાં બેસાડી અને પછી પોતે મૅજર પાસે લઈ ગયો.

નીલુને બહુ વાગ્યું નહોતું પરંતુ પછડાટને કારણે એના ફૂલા ઉપર બેઠો માર લાગ્યો હતો.એ માંડ માંડ ઊભી થઈ શકી હતી. એના હાથની કોણીઓ અને પગમાં પણ માર લાગ્યો હતો અને જબરી કળ ચડી ગઈ હતી. એ બધાંય કરતાં તો એ મુંઝાઈને ગભરાઈ ગઈ હતી. અશોકે રિક્ષા ઊપડતાં પહેલાં એની સાઇકલ ઉપર નજર નાંખી હતી. એની લાલ સાઇકલનું આગલું પૈડું વળીને ચપટ થઈ ગયું હતું.

થોડી જ વારમાં નીલુને લઈને અશોક મૅજરસાહેબ પાસે પહોંચી ગયો હતો.

પોતાની દીકરીને આ રીતે ઘવાયેલી હાલતમાં આવેલી જોઈને મૅજર પણ ગભરાઈ ઊઠ્યા. પણ અશોકે એમનેય ધરપત આપી 'મૅજરસાહેબ, એને બહુ વાગ્યું નથી. ફિકર કરવા જેવી નથી. થોડોક આરામ કરશે ત્યાં સારું થઈ જશે.'

અશોકે અને મૅજરે મળીને નીલુને એક પથારી પર લેટાવી દીધી.

મૅજરે ડૉક્ટરને બોલાવ્યા. ડૉક્ટર એને તપાસીને મામુલી પાટાપીંડી કરી ગયો ત્યાર પછી જ મૅજરે નિરાંતનો દમ લીધો. એ દિવસે અશોક મોડે સુધી મૅજર પાસે બેઠો વાતો કરતો રહ્યો. મૅજરે અશોકને પોતાને ત્યાં જ આગ્રહ કરીને જમાડ્યો. નીલુ તો દવા પીને ક્યારની ઊંઘી ગઈ હતી.

જમ્યા પછી મૅજરે અશોક સાથે વાત કરતાં કરતાં પૂછ્યું : 'ભાઈ અશોક, તમે લગ્ન કેમ નથી કર્યા...?'

મૅજરે તો અમસ્તો પૂછવા ખાતર જ સવાલ પૂછ્યો હતો. પણ એ સવાલ સાંભળીને અશોકની આંખો સામે આરતીનો ચહેરો તરવરી ઊઠ્યો. એ જવાબ આપવા ખાતર બોલ્યો : 'મૅજર સાહેબ, મેં લગ્ન કરવાનો હજી કોઈ વિચાર કર્યો નથી.'

'કદાચ તમારા ઘરના લોકોએ તમારા લગ્નનું નક્કી કરી નાંખ્યું હોય એવું ન બને ?'

'ના, હજી સુધી તો એમણે મારા લગ્ન વિષે કંઈ નક્કી કર્યું નથી.'

'તમે કોઈ છોકરી જોઈ રાખી છે...!'

'હા, છોકરી તો જોઈ રાખી છે, પણ હાથ નથી આવતી...!' એવી ચોખ્ખી વાત કહી દેવાનું મન અશોકને થઈ આવ્યું. પરંતુ વડીલ સામે ક્યાંક ઊંધું ન વેતરાઈ જાય એટલા માટે હોઠ સુધી આવેલા શબ્દો પાછા ચાવીને એ ગળા નીચે ઉતારી ગયો અને ભળતો જવાબ વાળ્યો :

'મૅજરસાહેબ, મેં પણ કોઈ છોકરી જોઈ નથી !' અને પછી વાતને બીજે પાટે ચઢાવવા એ બોલ્યો : 'મૅજરસાહેબ.... આમેય અમારી ઉંમર તો હજી રમવાની છે. અત્યારે લગ્નનો વિચાર ન હોય.'

અશોકની વાત સાંભળીને મૅજર કોઈપણ કારણ વિના 'હો-હો-હો' કરતાં હસી પડ્યો.

હજુ મૅજર હસવાનું પૂરું કરે એ પહેલાં અશોકના કાને અવાજ અથડાયો : 'અશોક, મને ભૂલી ગયા કે શું....? શું તમે મને પ્રેમ નથી કરતા ? મારી સાથે લગ્ન કરવા માંગતા નથી ?' અને એ અવાજની સાથોસાથ અશોકના નાકના પેલા ગુલાબની અનોખી સુગંધ પણ ભરાઈ ગઈ.

એકાએક આરતીને હાજર થયેલી જોઈને અશોક ગભરાઈ ઊઠ્યો. એણે આસપાસ ચારે તરફ ફરીને જોયું. આરતી ક્યાંક નજરે પડી નહીં. એણે

મૅજરસાહેબ સામે પણ જોયું.

મૅજરસાહેબ આરામ ખુરશીમાં માથું ટેકવીને આંખો મીંચીને પડ્યા હતા.

અશોકને ગભરાયેલો જોઈને આરતી બોલી : 'અશોક, આમ ગભરાવ નહીં. મારો અવાજ તમારા સિવાય કોઈ સાંભળી શકતું નથી.

આરતીનો ખુલાસો સાંભળ્યા પછી અશોકનું ઊંચું થયેલું મન હેઠું બેસી ગયું.

મૅજરે ત્યારપછી વધારે કોઈ વાત ન કરી. અશોક પણ થોડીક વાર બેસીને ચાલ્યો ગયો.

એ રાતે અશોક પોતાના મકાનમાં ગયો ત્યારે દરરોજ ગુલાબની સુગંધ ફેલાવીને પોતાનું સ્વાગત કરતી આરતીનો કોઈ અણસાર જણાયો નહિ. ગુલાબની સુગંધ પણ આવી નહિ.

અશોક ગભરાયો. એને લાગ્યું કે, પોતે મૅજર સાથે જે કંઈ વાતચીત કરી છે એનાથી આરતીને કંઈક ખોટું લાગ્યું છે. એ બહાવરાની જેમ આંખો ફાડીને, ચારે તરફ જોવા લાગ્યો પણ આરતી સામે હોય તો દેખાય ને....

અશોકને થયું કે, પોતાની બધી જ વાતચીત આરતીએ સાંભળી હશે. જો કે આરતીને માઠું લાગે એવું કે આરતીની વિરુદ્ધ એ એક પણ શબ્દ બોલ્યો નહોતો. છતાંય આરતી એનાથી રિસાઈ ગઈ હતી.

રિસાયેલી પ્રેમિકા કે રિસાયેલી પત્ની સામે હોય તો એને મનાવી શકાય, એને રિઝવી શકાય. પરંતુ સામે કોઈ હોય જ નહિ એને મનાવવું કેવી રીતે ?

અશોકે આરતીને બોલાવવા ખાતર, 'આરતી.... આરતી... આરતી....' એમ કેટલીક બૂમો પાડી પરંતુ આરતીનું કોઈ ઠેકાણું નહોતું. આરતીએ કોઈ જવાબ આપ્યો નહોતો. હવે તો અશોકને માથું પકડીને બેસી રહેવા સિવાય છૂટકો નહોતો. અશોક ચૂપચાપ બેસી રહ્યો. એનો ચહેરો રડવા જેવો થઈ

ગયો. એ આરતીને સાચા દિલથી ચાહવા લાગ્યો હતો. જો કે અશોકને ખબર હતી કે, આરતી એ કોઈ માનવ નથી, એ એક પ્રેત છે, આરતીનું ભૂત છે. છતાંય એ આરતીને પ્રેમ કરતો હતો. આરતી પણ દરરોજ એને મળતી હતી. અને બન્ને જણાં મોડી રાત સુધી વાતો કરતાં હતાં. પછી આરતી ગાયબ થઈ જતી અને અશોક પણ નિરાંતે ઊંઘી જતો હતો.

પણ આજે અશોકને ઊંઘ આવે એમ નહોતી. એની પ્યારી આરતી આજે એનાથી નારાજ હતી.

થોડીક વાર ચૂપચાપ બેઠાં પછી અશોકે બૂમ મારી : 'આરતી....આરતી....તું ક્યાં છે ? કેમ બોલતી નથી....તું મારાથી કેમ નારાજ થઈ ગઈ છો...તું મારી સામે નહિ આવે તો હું મરી જઈશ.'

'અરરરર....એવું અશુભ ન બોલો મારા અશોક....!' એ જ ગુલાબની સુગંધ સાથે આરતીના શબ્દો વાતાવરણમાં પથરાઈ ગયા. અશોક આંખો ફાડીને ચારે તરફ જોવા લાગ્યો. પણ આરતી ક્યાંક દેખાઈ નહિ.

અશોક ફરીથી ચિલ્લાયો : 'આરતી, આરતી....તું મારી સામે આવ...થોડીક વાર માટે આવ, બસ ફક્ત એક વાર તારો રૂપાળો ચહેરો મને બતાવી જા....ભલે પછી તારે ચાલી જવું હોય તો ચાલી જજે....!'

મોડી રાત સુધી અશોક બૂમો પાડતો રહ્યો, ચિલ્લાતો રહ્યો પરંતુ આરતી ન આવી તે ન જ આવી....





આરતી ખરેખર અશોકથી રિસાઈ ગઈ હતી. અને આરતી રિસાઈ જાય એ અશોકને મંજૂર નહોતું. કારણ કે અશોક હવે આરતીને ખરેખર પ્રેમ કરતો હતો, સાચા દિલથી પ્રેમ કરતો હતો.

અશોક જાણતો હતો કે, આરતી એ માનવ નથી. આરતીનું શરીર નથી. આરતી એને પોતાને ક્યારેય મળવાની નથી. પોતે આરતીને ક્યારેય પોતાની બનાવી શકવાનો નથી. છતાંય એ આરતીને પ્રેમ કરતો હતો. સાચા મનથી પ્રેમ કરતો હતો.

પોતાના ગયા જન્મમાં આરતી જેવી પ્રેમાળ અને રૂપાળી પરણેતર હોવા છતાંય પોતે મીના જેવી વેશ્યાના પ્યારમાં હતો એનો પણ હવે એને અફસોસ થતો હતો. પણ હવે અફસોસ કરવાનો કે પસ્તાવાનો કોઈ અર્થ નહોતો. એ જિંદગી તો પૂરી થઈ ગઈ હતી. ખતમ થઈ ગઈ હતી. અને હવે નવી જિંદગી શરૂ થઈ હતી. પણ અશોક હવે આ નવા જીવનમાં એ ભૂલનો પસ્તાવો કરવા માંગતો હતો. આરતીને અપનાવી લેવા માંગતો હતો. એ સારી પેઠે સમજતો હતો કે, આરતી એના હાથમાં આવે તેમ નથી. છતાંય એ આરતીને મેળવવા માંગતો હતો.

આરતી છેલ્લા બે દિવસથી નારાજ હતી. ગઈ કાલે તો અશોક 'આરતી-આરતી' એવી બૂમો પાડીને થાકી ગયો હતો. પરંતુ આરતી એની સામે આવી નહોતી. આરતીએ કોઈ જવાબ પણ આપ્યો નહોતો.

આરતીને જોવાનો, એની સામે જવાનો કે એને મળવાનો કોઈ રસ્તો પણ હતો નહીં. અશોક બિલકુલ લાચાર અને મજબૂર હતો.

આરતી રિસાઈ હતી ત્યારથી અશોકની ઊંઘ હરામ થઈ ગઈ હતી, મન બેચેન બની ગયું હતું. એ ગમે ત્યારે બહાવરાની જેમ 'આરતી-આરતી' એવી જોરદાર બૂમો માર્યા કરતો અને પછી આરતીનો કોઈ જવાબ નહીં આવતાં એ એક જગ્યાએ બેસી જતો. પોતાના બન્ને હાથ ઉપર એ પોતાનું માથું ટેકવી દેતો અને નિરાશ-હતાશ બનીને ચૂપચાપ બેસી રહેતો. એ ક્યાંય સુધી જમીન ઉપર પથરાયેલી લીસ્સી લાદીઓ સામે તાકી રહેતો અને મનોમન આરતીને યાદ કર્યા કરતો.

અચાનક અશોકના મનમાં એક વિચાર આવ્યો - આરતીને મળવાનો વિચાર.

અશોક કોઈપણ રીતે આરતીને મળવા માંગતો હતો. કાયમને માટે એને મેળવવા માંગતો હતો. એણે વિચાર કર્યો કે, જો પોતે આપઘાત કરી લે તો આ જન્મ એનો અધવચ્ચે જ પૂરો થાય. નવો જન્મ ન મળે ત્યાં સુધી એને ભૂત બનીને રખડવું પડે. અને પોતે જો આરતીની જેમ ભૂત હોય તો ચોક્કસ એ આરતીને મેળવી શકે.

પણ અશોક હજુ આ વિચાર કરે ત્યાં જ એકાએક હવામાં ગુલાબની સુગંધ પથરાઈ ગઈ. આરતીની હાજરીની નોંધ અશોકે લીધી. અશોક એને કોઈ સવાલ કરે એ પહેલાં જ આરતી બોલી : 'અશોક, તમે જે કંઈ વિચારો છો, એનો પણ મને ખ્યાલ આવી જાય છે. અત્યારે તમે જે વિચાર કર્યો છે તે બરાબર નથી.'

અશોક આરતી ઉપર છંછેડાઈ ગયો. ગુસ્સે થતાં એ બરાડ્યો : 'મારે તારી કોઈ જ સલાહ સાંભળવી નથી. મને જે ઠીક લાગશે તે જ કરીશ.'

'પણ અશોક, તમે મને મેળવવા માટે જ આપઘાત કરવા માંગો છો ને ?'

'હા, કાં તો મરીને તને મેળવીશ. અને તું ન મળતી હોય તો આ જિંદગી નકામી છે એમ માનીને આપઘાત કરી લઈશ. આમ મારે આપઘાત કરવા પાછળ બે કારણો છે.'

આરતી ખિલખિલ કરતાં હસી પડી. પછી એ ખૂબ જ ગંભીર શબ્દોમાં બોલી : 'અશોક, તમે આપઘાત કર્યા પછી કદાચ મારી જેમ ભૂત થશો તોય મને નહિ મેળવી શકો. આપણું મિલન શક્ય નહીં બને....કારણ કે ભૂતને શરીર હોતું નથી અને શરીર વિના મિલન શક્ય નથી....!'

અશોકને આરતીની વાત ગળા નીચે ઊતરી ગઈ છતાંય એણે ગુસ્સો ન છોડ્યો. એણે પોતાનો ગુસ્સો ચાલુ જ રાખ્યોઃ 'આરતી, ભલે તું મને ન મળે, પણ તું મારાથી દૂર ભાગતી હોય, મારી સામે ન આવતી હોય તો પછી મારે જીવીનેય શું કામ છે ?'

'અશોક, તમે મને સાચે જ પ્રેમ કરતાં હો, તો તમે પહેલાં તો આપઘાતની વાત ભૂલી જાવ અને બીજું કે તમે કોઈકની સાથે લગ્ન કરી લો.'

'આરતી... આરતી.... આરતી !' અશોક ખૂબ જુસ્સાથી ચિલ્લાયો : 'તું આવું કેમ બોલે છે ? હું તને ભૂલી નથી શકતો અને તારા સિવાય કોઈ સાથે લગ્ન કરવા નથી માંગતો. મને તો મારી આરતી જ જોઈએ છે.'

'એ શક્ય નથી અશોક, આપણી બે વચ્ચેનું મિલન થાય એમ નથી.'

'તો...તો હું જાન આપી દઈશ. આપઘાત કરી લઈશ.'

'એવું ન બોલો અશોક, હું તમને નહિ મરવા દઉં....!'

'જો તું મને જીવતો રહેવા દેવા માંગતી હોય તો તું મને વચન આપ કે, તું દરરોજ મારી પાસે આવીશ.'

'તમારી સામે આવતાં મને કેટલું દુઃખ થાય છે એ તમે નથી જાણતા અશોક...છતાંય હું તમને વચન આપું છું કે, હું દરરોજ તમારી સામે આવીશ.'

'તો અત્યારે તું શું કામ મારાથી દૂર છો, કેમ મારી સામે આવતી નથી ?'

અશોકે હજુ પોતાનો સવાલ પૂરો નહિ કર્યો હોય ત્યાં જ ધુમાડાઓના ગોટાઓ સાથે આકાર બનીને આરતી એની સામે ખડી થઈ ગઈ.

આરતીનો રૂપાળો અને સુંદર ચહેરો જોતાં જ અશોકના ચહેરા ઉપર આનંદ પથરાઈ ગયો. એને આરતીનો રૂપાળો ચહેરો, એના ગુલાબી ગાલ

અને રતુંબડા હોઠ ચૂમી લેવાનું મન થયું. પણ એણે પોતાનો આવેશ દબાવી રાખતાં આરતીને પૂછ્યું : 'આરતી, પહેલાં તું મને એ બતાવ, કે મારી સામે આવતા તને શું દુઃખ થાય છે ?'

'આમ તો મને બીજું કોઈ દુઃખ થતું નથી. પણ તમને જોયા પછી તમને ભેટવા, તમને છાતી સાથે જકડી લેવા, તમારા ભોળાભોળા ચહેરાને ચૂમવા અને તમારા વાંકડિયા વાળમાં હાથ ફેરવવાની મનમાં જાગતી ચટપટી મારે દબાવી રાખવી પડે છે. અને એ ચટપટી દબાવી રાખતાં મને જબરી તકલીફ થાય છે. ક્યાંક હું કે તમે એવું પગલું ન ભરી બેસીએ એટલા માટે હું તમારી સામે આવતાં અચકાઉં છું.'

'મારી પણ એવી જ હાલત છે, આરતી. હું તને જોઉં છું અને તને મારા શરીર સાથે જકડી લેવા બેચેન બની જાઉં છું.' કહેતાં અશોક આગળ વધ્યો. આરતી તરત જ બે ડગલાં પાછળ ખસી જતાં બોલી : 'અશોક, આગળ વધશો નહિ. નહિતર હું ચાલી જઈશ.'

અશોક આગળ વધતો અટકી ગયો. એટલું જ નહિ પણ આરતીને માઠું ન લાગે એટલા ખાતર આ પાછો ખસી ગયો.

આરતીના ચહેરા પર સંતોષ છવાઈ ગયો. પછી એકાએક આરતી બોલી : 'અશોક, તને નીલુ ગમે છે ?'

'કોણ નીલુ ?' અશોકના ચહેરા ઉપર અચરજના ભાવ છવાઈ ગયા.

'પેલા મૅજરની દીકરી નીલુ, બીજું કોણ ?'

'એનું નામ નીલુ છે ?'

'હા, એનું ખરુ નામ નીલુ છે.' અને પછી એણે બીજી વાર અશોકને પૂછ્યું : 'કેમ, તને એ ગમે છે કે ?'

'આરતી મને તારા સિવાય કોઈ છોકરી ગમે એમ નથી. અને એ રીતે મેં કદી કોઈ છોકરી સામે જોયું નથી.'

'તો હવે એક વાર જોઈ લેજે....!' કહેતા આરતી હસી પડી. અશોક

ખિલખિલાટ હસતી આરતીને બે પળ જોઈ રહ્યો. હસતી આરતીના ગાલે પડતો ખાડો એને વધારે રૂપાળી બનાવી રહ્યો હતો. દાડમની કળી જેવા એક સરખા ગોઠવેલા, ચાંદી જેવા ચમકતા અને દૂધ જેવા સફેદ દાંત આરતીના ચહેરાને વધારે રોનકદાર બનાવી રહ્યા હતા. એના રતુંબડા હોઠ અત્યારે વધારે રતાશ પકડી ચૂક્યા હતા. એના ભરાયેલા ગાલ વધારે ચમકી રહ્યા હતા અને એની અર્ધમિંચાયેલી આંખો પણ એના રૂપને વધારે ધારદાર બનાવતી હતી.

અશોક પોતાની જાત ઉપર કાબૂ ન રાખી શક્યો. એ એના ગાલ, હોઠ અને એના આખા ચહેરાને ચૂમી લેવા દોડ્યો....

પણ એને આગળ વધતો જોઈને જ આરતી સાવધ બની ગઈ. એનું હાસ્ય હવામાં ઊડી ગયું. એ ગંભીર બનીને પાછળ ખસવા લાગી.

આરતી જેમ-જેમ પાછળ સરકતી હતી, તેમ-તેમ અશોક આગળ વધતો હતો.

આરતી વારેઘડીએ એને ધમકી અને ચેતવણી આપતી હતી : 'અશોક, જો તું મારી નજીક આવવાનો પ્રયત્ન કરીશ તો હું ચાલી જઈશ દૂર દૂર ચાલી જઈશ અને ફરી પાછી કદી નહીં આવું.'

'પણ હવે હું જ તને અહીંથી જવા દેવાનો નથી. હું તને પકડીને મારી પાસે રાખવાનો છું. તું મારા હાથમાંથી નહીં છટકી શકે.'

આરતી અશોકની જીદ જોઈને ખિજવાઈ ગઈ. પણ એ અશોકને છોડી શકે એમ નહોતી. એ પણ અશોકને મેળવવા માંગતી હતી. એ ધીમે-ધીમે ઊંચે જવા લાગી. અશોક એના ધુમાડામાં પલટાયેલા આકારને બાથોડીયા ભરવા લાગ્યો. પણ એમ ધુમાડો કેવી રીતે હાથમાં આવે ?

આગળ વધતાં-વધતાં અચાનક અશોક દીવાલ સાથે અથડાયો. અને અથડાયા પછી જ એને ભાન થયું કે, આરતી તો ચાલી ગઈ છે અને પોતે અહીં દીવાલ સાથે અથડાયો છે. પણ આરતી ચાલી જાય તો જીવવું નકામું છે એમ વિચારીને એ દીવાલ સાથે માથું પછાડતાં ચિલ્લાયો : 'આરતી....!'

અશોક બીજી વાર માથું પછાડે એ પહેલાં તો પાછળથી આરતીનો અવાજ આવ્યો : 'અશોક....અશોક હું અહીં છું.'

અશોકે તરત જ પાછા ફરીને જોયું. આરતી એની સામે માત્ર ચાર-પાંચ ફૂટ દૂર ઊભી હતી. અશોક આગળ વધે એ પહેલાં જ આરતી બોલી : 'અશોક, તમે જો મને ખરખર પ્રેમ કરો છો, તો મને મેળવવાની જીદ મૂકી દો. હું એવી રીતે તમારા હાથમાં આવવાની નથી.'

અશોકને હજુ હમણાં જ પરચો થઈ ગયો હતો. એને ખ્યાલ આવી ગયો હતો કે, ખરેખર આરતી એ રીતે હાથમાં નહિ આવે. આરતીને જો પોતે મેળવવાનો પ્રયત્ન કરશે તો એ સામે આવતી બંધ થઈ જશે. અશોકે પોતાના કાન પકડતાં કહ્યું : 'આરતી, માફ કરી દે. મારી ભૂલ થઈ ગઈ. મારું દિલ તારા તરફ એટલું બધું ખેંચાયેલું છે કે, મારું દિમાગ પણ એની આગળ લાચાર બની જાય છે.'

'અશોક, દિલ ઉપર કાબુ રાખો....!' અને મનનને શાંત રાખો....આપણે રોજ એકબીજા સામે બેસીશું અને પ્રેમભરી વાતો કરીશુ.... હવે આપણે અલગ થવું નથી.'

'તારી વાત સાચી છે.' કહેતાં અશોકે પથારી કરી. એના એક છેડે પોતે બેઠો અને બીજા છેડા ઉપર એણે આરતીને બેસવા ઇશારો કર્યો.

ગુલાબના ફૂલોથી મહેકતી અને સુંદર કપડામાં સજ્જ આરતી ખૂબ જ અદાથી આવીને અશોકની સામે બેસી ગઈ. અને પછી બન્ને વચ્ચે પ્રેમભરી રંગભરી અને રસભરી વાતોની શરૂઆત થઈ. મોડી રાતના અશોકની આંખોમાં ઘેન ઘોળાયું ત્યાં સુધી આરતી અશોક પાસે બેસીને વાતો કરતી રહી અને પછી અશોક પથારીમાં સૂઈ ગયો. આરતી પણ ચાલી ગઈ.

સવારે અશોકની આંખ ઊઘડી ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. સવાર ક્યારનીય પડી ગઈ હતી. સૂરજનાં કિરણો એના કમરામાં પથરાઈ ચૂક્યાં હતાં. અશોકે બેઠાં થઈને એક જોરદાર આળસ મરડી. ઉપરાઉપરી બેચાર બગાસાં ખાધા અને પછી એ પથારીમાંથી ઊભો થઈ ગયો અને કમરાનું બારણું ઉઘાડ્યું.

બારણું ઉઘાડતાં જ એની નજર સામે મૅજરના મકાનની અગાશીમાં ઊભેલી નીલુ ઉપર પડી. લાલ કપડામાં સજ્જ થયેલી નીલુ નીચે બાગમાં છોડને પાણી પાતાં એના બાપને કંઈક પૂછતી હતી. એને જોતાં જ અશોકને આરતી યાદ આવી ગઈ. આરતી કહેતી હતી કે, 'આ છોકરીનું નામ નીલુ છે.'

'નીલુ.... એ પણ કંઈ ખોટું નામ નથી. જે હોય તે, મારે શું ?' કહેતાં એ બાથરૂમમાં ભરાઈ ગયો.

ઝડપથી પરવારીને એ બહાર નીકળી ગયો. હજુ હોટલમાં જઈને નાસ્તો પતાવવાનો હતો અને ત્યાંથી પછી ઑફિસે જવાનું હતું.

અશોક બારણાને તાળુ મારીને કમ્પાઉન્ડમાં થતો, આસપાસ રોપેલા નવા છોડવાઓ ઉપર નજર ફેરવતો એ હજુ માંડ ઝાંપા સુધી પહોંચ્યો કે, સામેથી પેલા મૅજરનો અવાજ સંભળાયો : 'અરે, અશોક અહીં આવ તો....!'

અશોક ઝાંપો બંધ કરીને બહાર નીકળી ગયો અને સામે મૅજરના ઝાંપે જઈને ઊભો રહ્યો.

મૅજરે એને જોતાં જ ખુશીથી ઊછળી પડતાં કહ્યું : 'કેમ છો અશોક...યાર મારી નીલુ તો બિલકુલ સાજી થઈ ગઈ છે. હવે તો હરતી-ફરતી થઈ ગઈ છે. તમે જો ન હોત તો....?'

'જવા દો વડીલ, એ બધી વાત. હું ન હોત તો બીજો કોઈ એને દવાખાના ભેગી કરી દેત.'

મૅજર 'હો-હો-હો' કરતાં જોશથી હસી પડ્યાં. બરાબર તે જ વખતે અશોકને થયું કે, રીટાનું નામ ખરેખર નીલુ છે કે કેમ ? તે પૂછવાની આ સારી તક છે.

મનમાં વિચાર આવતાં જ એણે પૂછ્યું : 'આપની રીટાનું આ નામ સાચું છે કે, હુલામણું છે ?'

મૅજરે એકાએક અચરજથી અશોકની સામે જોયું અને પછી પૂછ્યું, 'કેમ તમને શેની ઉપરથી શંકા ગઈ ?'

અશોક અજાણ્યા બનવાનો ડોળ કરતાં કહ્યું : 'ના, મને એવી કોઈ શંકા નથી, પરંતુ આપણે ત્યાં મોટાભાગે નીલુ તો હુલામણું નામ જ હોય છે. ફોઈએ રાખેલું નામ તો બીજું જ કંઈ હોય છે.'

'હા, તારી વાત સાચી છે. નીલુનું આ નામ હુલામણું છે.' અને પછી મોઢામાંથી પાઈપ કાઢીને હાથમાં લેતા બોલ્યાં : 'મિલીટરીમાં મારો એક ખ્રિસ્તી દોસ્ત હતો. ખ્રિસ્તી હતો છતાંય એ આપણા દેશને જ પોતાનો દેશ ગણતો હતો. ભારત માટે મરી ફીટવા માટે એ હંમેશાં તત્પર હતો. ગજબની દેશદાઝ એના જિગરમાં ભરી હતી. એને ત્યાં દીકરી થઈ, એનો તાર એને જે દિવસ મળ્યો તે જ દિવસે મને પણ દીકરી જન્મ્યાનો તાર મળ્યો. એ દિવસે અમે બહુ ખુશ હતા. બન્નેએ સાથે બેસીને ખૂબ શરાબ પીધો હતો. એ વખતે પેલા તારને પોતાની છાતી સામે દબાવતો-એને બચ્ચીઓ કરતો અને 'મારી રીટા-મારી રીટા' એમ બોલ્યા કરતો. એને 'રીટા રીટા' કરતો જોઈને મેં પૂછેલું : 'અલ્યા, તારી પત્નીનું નામ રીટા છે ?' ત્યારે એ હસી પડેલો : 'ના સ્સાલા, મારી દીકરીનું નામ રીટા છે.'

'પણ તું તો અહીં છો, તને તારી દીકરીનું નામની કેવી રીતે ખબર પડી ?'

'અમે આ નામ અગાઉથી નક્કી કરી નાંખ્યું છે. તું જોજે ને, એ બિલકુલ એની મમ્મી જેવી હશે. પણ હું એને સ્વભાવે એની મમ્મી જેવી નહીં બનવા દઉં, એ તો ખૂબ ડરપોક છે. એને હું મારી જેમ બહાદુર બનાવીશ. એકાદ મહિનામાં એનો ફોટો આવી જશે.'

હું એની વાત સાંભળીને વિચારમાં પડી ગયો. આપણે તો કદી અગાઉથી નામ નક્કી કરતાં નથી. ક્યારેક તો છોકરાઓ લગ્ન કરવાની ઉંમર થાય તો પણ નામ વગરના રહેતા હોય છે. મને જવાબ આપ્યા પછી શરાબના ઉપરાઉપરી બે ત્રણ ઘુંટડા લીધા પછી એણે મને સવાલ કર્યો હતો : 'તારી બેબીનું શું નામ છે ?'

મારી પાસે કોઈ જવાબ નહોતો. મેં એને સમજાવ્યું કે, એની ફોઈ એનું નામ વિધિસર પાડશે. પછી એ નામ મને કાગળમાં લખશે.

મારી વાત સાંભળીને એ ખૂબ હસી પડેલો.

આ વાતને વરસો થઈ ગયાં. અમે બન્ને જણાં અનેક યુદ્ધોમાં સાથે લડ્યા. છૂટા પડ્યા પછી એક વાર ભેગા થયા અને એકબીજાની ખબર પૂછી ત્યારે એણે જણાવ્યું કે, એની દીકરી રીટાને એ ખૂબ ચાહતો હતો. એની પત્ની એને છોડીને કોઈક વેપારીનું ઘર માંડીને બેસી ગઈ હતી. અને છોકરીને પોતે જ સાચવતો હતો. એક વાર ન્યુમોનિયામાં એ છોકરી મરી ગઈ. અને પછી ગળગળો થઈને એ બોલ્યો : 'તું તારી નીલુનું નામ બદલીને એનું નામ રીટા કરી નાંખજે. એનું નામ પણ જીવતું હશે તો મને સંતોષ થશે.'

બસ ત્યારથી હું એને 'રીટા'ના નામે બોલાવું છું. જોકે એને તો પોતાનું નામ 'નીલુ' ખૂબ ગમે છે. પણ એને 'નીલુ' કહીને બોલાવે એવું કોઈ નથી.'

'હું એને નીલુ કહીને બોલાવીશ.' કહેતાં અશોક અટકી ગયો. એની નજર નજીક આવતી નીલુ ઉપર પડી.

અશોકે એને નિરખીને પગથી માથા સુધી જોઈ. પછી એને થયું કે, કોઈ પણ છોકરાને ગમી જાય એવી આ છોકરી છે. પણ આરતીએ એને ધારીને-ધ્યાનથી જોવાનું કેમ કહ્યું હશે ? અશોક આરતીના શબ્દો વાગોળવા લાગ્યો : 'એક વાર એને જરા ધ્યાનથી જોઈ લેજે.'



# ૧૦

એ આખોય દિવસ અશોક પરેશાન રહ્યો-બેચેન રહ્યો.

એની પરેશાની-બેચેનીનું કારણ આરતી નહોતી. એ તો પેલા મૅજરની લાડકી દીકરીના વિચારોને કારણે પરેશાન હતો.

અશોક નીલુને પ્રેમ કરતો નહોતો. એને ચાહતો નહોતો. અત્યાર સુધી એણે એને એક સ્ત્રીની જેમ જોઈ નહોતી. પરંતુ આજની વાત કંઈક જુદી જ હતી. આજે એણે એ નીલુને પગથી માથા સુધી જોઈ હતી. માસુમ ભોળા, ભલા ચહેરા ઉપર ગોઠવાયેલી બે તોફાની આંખો અને કાચી, કુમળી કળી જેવું નીલુનું સુંદર શરીર એની આંખો સામે તરવરતું હતું. જોકે હજુ પણ એ નીલુના રૂપનો-એની કાચી કળી જેવી કાયાનો તરસ્યો બન્યો નહોતો. નીલુને જોઈને એની આંખોમાં વાસનાના સાપોલીયા સળવળતાં નહોતાં. એણે આજ પહેલાં નીલુને કદી આટલી નજીક અને આવી રીતે નિરખીને જોઈ નહોતી. આજે એને નીલુને જોવી પડી હતી. આરતીએ જ એને નીલુને જોવાની ભલામણ કરી હતી. અને આરતીના કહેવાથી જ એણે નીલુને એ રીતે જોઈ હતી.

પણ નીલુને જોયા પછી એને લાગ્યું હતું કે, નીલુ ખરેખર રૂપાળી અને સુંદર છે. નીલુ જેવી રૂપાળી છોકરીને નિરખીને જોવાની ભલામણ આરતીએ કેમ કરી હશે ? એ અશોકને સમજાતું નહોતું. અને એટલે જ એ બેચેન બની ગયો હતો. આરતી શું ઇચ્છતી હશે ? એ શું કરવા માંગતી હશે ? એ વિષે એ વિચારી રહ્યો હતો.

આજનો આખો દિવસ એવી જ બેચેની અને એવા જ વિચારોમાં અશોકે વિતાવ્યો હતો.

અશોકને રહી-રહીને મનમાં એવી પણ શંકા જતી હતી કે કદાચ આરતી પોતાને આ નીલુ સાથે પરણાવી દેવા તો નહિ માંગતી હોય....? આવી આવી તો અનેક શંકા-કુશંકાઓ અને અનેક મંગળ-અમંગળ વિચારોમાં પરેશાન બનીને એ અટવાયો હતો.

આજે બેચેની અને પરેશાનીના કારણે એ બપોરે જમ્યો પણ નહોતો. સાંજે એક ચા પીધી હતી અને અત્યારે હોટલમાં થોડુંક જમીને એ ઘરે આવ્યો હતો.

ઘરે આવતાં પહેલાં એનાથી એક નજર મૅજરસાહેબના મકાન ઉપર નંખાઈ ગઈ હતી. મૅજરસાહેબ છાપું વાંચવામાં તલ્લીન હતા એટલે અશોકને એમણે જોયો નહોતો. અને અશોક અત્યારે મૅજરસાહેબને મળવા કે એમની સાથે વાતો કરવા માંગતો નહોતો. આમેય આજે એનું મગજ ઠેકાણે નહોતું.

અશોક આવીને સીધો જ પોતાની પથારીમાં પડ્યો. હાથમાં પુસ્તક લીધું. થોડાંક પાના આમ તેમ ફેરવીને, વાંચવાનો પ્રયત્ન કર્યો પરંતુ મન પરોવાયું નહીં એટલે એણે પુસ્તક એક તરફ મૂકી દીધું. આંખો મીંચીને સૂવાનો પ્રયત્ન કરી જોયો. પરંતુ નીલુનો ચહેરો આંખ બંધ થતાં જ એની સામે તરવરી ઊઠતો હતો. એ ઝડપથી આંખો ખોલીને પટપટાવવા લાગતો. પણ તોય એની આંખો સામેથી નીલુનો ચહેરો ખસતો નહોતો. અશોક બેઠો થઈને, માથું પકડીને બેસી જતો અને પછી ધીમે-ધીમે પાછો પથારીમાં લાંબો થઈ જતો. દસ-સાડા દસ વાગતાં સુધીમાં તો એવું કેટલીય વાર બની ગયું. એ સમય દરમિયાન ન તો એને ઊંઘ આવી કે ન તો એના મનને કંઈ રાહત થઈ. હજુ અશોક પરેશાન હતો ત્યાં જ અચાનક એના મનને રાહત આપે તેવી ગુલાબી અનોખી સુગંધ આખા કમરામાં ફેલાઈ ગઈ. એના મનના વિચારો જાણે એ સુગંધમાં ઓગળી ગયા અને એના શરીરમાં જાણે કોઈ નવો પ્રાણ પુરાયો તેવો એ જોશમાં આવી ગયો, અને એ હજુ પથારીમાં ટટ્ટાર બેઠો ત્યાં તો ધુમાડામાંથી આકારમાં ફેરવાઈને આરતી

એની સામે આવીને ઊભી રહી. અત્યારે આરતીના ચહેરા ઉપર નીલુની આંખોમાંનું તોફાની સ્મિત હતું. અશોકનો ચહેરો પણ આનંદથી ખીલી ઊઠ્યો.

અશોકની પથારીમાં જ એનાથી અઢી-ત્રણ ફૂટ દૂર બેઠક લેતાં આરતીએ પૂછ્યું : 'કેમ, નીલુ બહુ ગમી છે કે શું ?'

નીલુનું નામ પડતાં જ અશોક છંછેડાઈ ગયો. એ નારાજ થતાં બોલ્યો : 'આરતી, તું શા માટે મને નીલુની તરફ ધકેલી રહી છે ?'

'અશોક, એ બધી વાત પછી. પહેલાં તમે બતાવો કે, નીલુ તમને ગમી કે નહિ ?'

અશોકે ઉડાઉ જવાબ આપતાં કહ્યું : એનામાં કોઈ ખરાબી મને દેખાતી નથી.'

આરતી હસી પડી. બોલી : 'અશોક, મને આમ ઉડાઉ જવાબ જોઈતો નથી. તમે મને કહો કે નીલુ તમને ગમી કે કેમ ?'

'ન ગમવાનું કોઈ કારણ નથી આરતી, પણ તું મને આવો સવાલ કેમ પૂછે છે ?'

'હું તમને પ્રેમ કરું છું એટલે....!'

'પણ આમાં આપણો પ્રેમ ક્યાં આવ્યો ?'

'એ તમને અત્યારે નહિ સમજાય અશોક. હું તો બધું જ વિચારી શકું છું. આગળ-પાછળનું બધું જ જોઈ શકું છું.'

અશોકે બેય હાથે પોતાનું માથું પકડી લેતાં કહ્યું : 'આરતી આરતી..... મને તો કંઈ જ સમજાતું નથી. તારી એકે ય વાત આજકાલ હું સમજી શકતો નથી. તું શું કરવા માંગે છે એ પણ મને નથી સમજાતું.'

'ભલે તમને ન સમજાય પણ મને સમજાય છે. અને અશોક, હવે હું તમારા વગર નથી રહી શકતી. હું તમને મેળવવા માગું છું. તમારી છાતી સામે જકડાઈને તમારા શરીર સાથે ચંપાઈ જવા માંગુ છું.'

'એને માટે તો હું ય તૈયાર છું આરતી....!' કહેતાં અશોકે પોતાનો હાથ

લાંબો કર્યો. પણ અશોકનો હાથ આરતીના શરીરને અડકે એ પહેલાં જ આરતી પાછળની બાજુ ઝૂકી ગઈ. એ ગભરાટથી બોલી : 'ના, ના, અશોક તમે મને અડશો નહિ. તમારો હાથ પાછો ખેંચી લો નહિતર હું ચાલી જઈશ.'

કરંટ લાગ્યો હોય એમ અશોકે એક ઝાટકા સાથે પોતાનો હાથ પાછો ખેંચી લીધો. આરતી ચાલી જાય એમ એ ઇચ્છી શકતો જ નહોતો. એ તરત જ બરાડી ઊઠ્યો : 'આરતી, આરતી.... હું તને હાથ નહીં લગાઉં, પણ તું આમ રિસાઈને ભાગવાની કોશિષ ન કરીશ.'

આરતી ફરી પોતાની જગ્યા ઉપર સરખી બેસતાં બોલી : 'અશોક, મારી વાત સાંભળો. જો તમને નીલુ ગમતી હોય તો તમે એને પ્રેમ કરવાની શરૂઆત કરો અને નીલુ પણ તમારા પ્રેમમાં પડે એવા પ્રયત્નો કરો.'

'ના, આરતી ના, તું આ શું કરવા ધારે છે ? મારાથી એમ કોઈનેય પ્રેમ નહિ કરી શકાય. અને એક વાત યાદ રાખ, પ્રેમ કદી પરાણે કરી શકાતો નથી.'

'કરવો પડશે...!' એકદમ જોશથી આરતી ચિલ્લાઈ. આરતીનો હંમેશાં કોમળ અને મુલાયમ અવાજ સાંભળવા ટેવાયેલો અશોક પણ આરતીની ગુસ્સાભરી તિખાશભરી રાડ સાંભળીને છક થઈ ગયો. એણે ચોંકીને આરતીની સામે જોયું. અત્યારે આરતીની આંખો જાણે અંગારા ઓકી રહી હતી. એનો ચહેરો પણ તપાવેલા તાંબા જેવો લાલચોળ થઈ ગયો હતો. એની પાંપણો સ્થિર હતી. આંખોના ડોળા જાણે બહાર નીકળી આવ્યા હતાં. અને ઊંડી ગુફામાંથી અવાજ બહાર ખેંચી લાવતી હોય તેમ એ બોલી રહી હતી : 'અશોક, તમારે એ નીલુને પ્રેમ કરવો જ પડશે. પણ એ નીલુના શરીર ઉપર તમારો નહિ, મારો હક્ક રહેશે.'

અશોક ફરી એક વાર ચોંકી ગયો. એણે અગાઉ ઘણીવાર સાંભળ્યું હતું કે, ભૂત, પ્રેત અને ચુડેલ જેવા પ્રેતાત્માઓ માણસનું લોહી પીને જીવે છે. શું આરતી પણ એ રીતે જ જીવતી હશે ? એ શુ નીલુનું લોહી પીવા માંગતી હશે ?' એ એક પછી એક છોકરીઓ સાથે મને પરણવાની ફરજ પાડશે અને એ જ છોકરીનું એ પછી લોહી ચૂસી જશે ? શું હશે ? શું થશે ?

અશોક હજુ પોતાના વિચારોમાંથી બહાર નીકળે એ પહેલાં જ આરતીએ ખુલાસો કર્યો : 'અશોક, તમે વિચારો છો, એટલી હું ક્રૂર નથી. હું જે કંઈ કહું છું તે આપણા ભલા માટે જ કહું છું. જેમ-જેમ સમય જશે તેમ-તેમ તમને બધું જ સમજાતું જશે. તમે મારા ઉપર વિશ્વાસ રાખો. હું જે કંઈ કરું છું તે આપણા મિલન માટે જ કરું છું.' કહેતાં આરતી ઊભી થઈ ગઈ : 'અશોક, હવે તમે મને વચન આપો કે, કાલથી તમે નીલુને પ્રેમ કરશો.'

'ના. આરતી હું નીલુને-કોઈ પણ છોકરીને પ્રેમ નહીં કરી શકું.'

'અશોક, તમે એને ભલે સાચા મનથી પ્રેમ ન કરો, પણ પ્રેમનું નાટક કરીને એને આપણી જાળમાં લેવી પડશે.' કહેતાં આરતી પાછળ સરકવા લાગી. અશોક પણ ઊભો થઈ ગયો.

આરતી હાથ લાંબો કરીને અશોકને આગળ વધતાં રોકતો બોલી : 'અશોક, ત્યાં જ થોભી જાવ, આગળ ન વધો. અને હવે ઊંઘી જાવ. હું પાછી કાલે આવીશ.'

અશોક 'આરતી-આરતી' એવી બૂમો મારતો રહ્યો અને આરતીને ધુમાડો બનીને હવામાં ઓગળતી જોઈ રહ્યો.

બીજા દિવસની સવારે અશોક જમી પરવારીને બહાર નીકળ્યો ત્યારે સામે જ મૅજરસાહેબ અને નીલુ ઊભેલા દેખાયા.

અશોકને જોતાં જ મૅજરસાહેબે આવકાર આપ્યો : 'આવ, અશોક આવ.'

ઝાંપો બંધ કરીને, અશોક સીધો મૅજરસાહેબ પાસે ગયો. એની નજર સામે ઊભેલી નીલુના માસુમ ચહેરા ઉપર સ્થિર થઈ ગઈ. નીલુએ પણ એક નજર અશોક ઉપર ફેરવી.

અશોક કંઈ વાત કરે એ પહેલાં જ મૅજરસાહેબે કહ્યું : 'અશોક, નીલુને થોડીક ખરીદી કરવી છે. કાપડ, ચંપલ વગેરે જરૂરી અને બિનજરૂરી ચીજો લેવી છે. હું રહ્યો ઘરડો માણસ એટલે મારી સાથે ખરીદી કરતાં એ અચકાય છે. એટલે તું જ એની સાથે જઈ આવ.'

અશોક નીલુ સાથે જવા માંગતો નહોતો. 'ઑફિસે આજે જરૂરી મીટિંગ છે કે અગત્યના કાગળો રવાના કરવાના છે.' એવું બહાનું એ આગળ ધરી શકતો હતો. પરંતુ જુઠ્ઠું બોલવાની આદત નહિ હોવાના કારણે કે પછી મૅજરના પ્રભાવને કારણે એ બિલકુલ ના પાડી શક્યો નહિ અને નીલુ સાથે જવા માટે તૈયાર થઈ ગયો.

નીલુ તો બસ નીલુ હતી. એ પોતાની સાથે ઘણા પૈસા લાવી હતી. એની પર્સમાં સો-સોની નોટો ઠાંસી-ઠાંસીને ભરેલી હતી. એક પછી એક દુકાનેથી એ કપડાં, સાડીઓ, સૌંદર્ય પ્રસાધનો, ચંપલ, સૅન્ડલ વગેરે અનેક વસ્તુઓ ખરીદી રહી હતી. પણ નવાઈની વાત એ હતી કે, એ બધું જ લાલ રંગનું ખરીદતી હતી. કપડાં પણ લાલ, બંગડી પણ લાલ, સાડી પણ લાલ અને સૅન્ડલ પણ લાલ.

કોઈ છોકરી પરણવાની હોય, દુલ્હન બનવાની હોય તો પણ એ માત્ર એક લાલ કપડાં ખરીદે છે. જ્યારે આ નીલુએ તો અત્યાર સુધી જે કંઈ ખરીદ્યું હતું તે બધું જ લાલ રંગનું ખરીદ્યું હતું.

રસ્તામાં અનેક વાર અશોકે નીલુને પૂછ્યું હતું : 'નીલુ દેવી, તમે લાલ રંગ જ કેમ પસંદ કરો છો ?'

'તો બીજા કયા રંગ પસંદ કરું ?' નીલુ એને સામો સવાલ પૂછતી. અને જવાબમાં અશોક એને રંગો ગણાવવા બેસી જતો : 'લીલો, કેસરી, જાંબલી, વાદળી, ગુલાબી, પીળો...આ બધા જ રંગો તમને સારા લાગશે. અરે, સફેદ રંગ પણ તમારા ઉપર ખૂબ જામવાનો....!'

અશોક ખૂબ ગંભીરતાથી નીલુને સમજાવી રહ્યો હતો ત્યાં નીલુએ ફરી પૂછ્યું : 'શું તમે પહેલાં સાડીઓ વેચતા હતા ?'

ચોંકીને અશોકે નીલુ તરફ જોયું. નીલુના ચહેરા ઉપર તોફાની હાસ્ય જોઈને અશોક ભોંઠો પડી ગયો હતો. અને એના ચહેરા ઉપર પણ સ્મિત પથરાઈ ગયું હતું. ગમે તેમ પણ નીલુએ લાલ રંગ પસંદ કર્યો એ કારણે

એના મનમાં જબરૂં અચરજ જાગ્યુ હતું. એણે મનમાં નક્કી કરી નાંખ્યું હતું કે, આ લાલ રંગનું રહસ્ય પોતે મૅજર પાસેથી જાણી લેશે.

બપોર પહેલાં જ અશોક અને નીલુએ ખરીદી પતાવી લીધી હતી. નીલુ કોઈક સાથે હોટલમાં જમવા માંગતી હતી. પરંતુ અશોક એની સાથેનો કોઈ પણ સંબંધ આગળ વધારવા માંગતો નહોતો. એટલે એને પોતાને આજે અપવાસ છે એમ કહીને એની વાત ઉડાવી દીધી હતી. અત્યાર સુધી રસ્તામાં પણ એ ખૂબ સાવચેત રહ્યો હતો. બને ત્યાં સુધી એ નીલુથી દૂર રહેતો હતો.

નીલુ અને અશોક રિક્ષામાંથી ઊતર્યા ત્યારે મૅજરસાહેબ આરામખુરશીમાં મોઢા ઉપર ચોપડી મૂકીને ઊંઘી રહ્યા હતા. એમની ઊંઘમાં અત્યારે ખલેલ પાડવાનું અશોકને યોગ્ય લાગ્યું નહિ. એણે હાથમાંના પેકેટ અંદરના કમરામાં ટેબલ ઉપર મૂકતાં કહ્યું : ‘સારું, નીલુદેવી, હું જાઉં, હજુ મારે ઑફિસે જવું છે.’

આજે સવારથી અશોક પોતાની સાથે હતો. રસ્તામાં એણે પોતાને સ્પર્શ કરવાનોય પ્રયત્ન નહોતો કર્યો અને બીજું ખાસ તો આજ સુધી એને ‘નીલુ’ કહીને બોલાવનાર અશોક પહેલો જ આદમી હતો. એટલે એને અશોક તરફ માન જાગ્યું હતું.

આજ સુધી એ કેટલાય યુવાનોના અને પુરુષોના પરિચયમાં આવી હતી. પરંતુ મોટાભાગનાઓની આંખોમાં એણે વાસનાના સાપોલીયાં નાચતાં જોયાં હતાં. ઘણા છોકરાઓ જાણી જોઈને એની સાથે ભટકાતા હતા. જ્યારે અશોકના વહેવારમાં એને વિનય અને વિવેક વર્તાયો હતો. બીજા છોકરાઓ કરતાં નીલુને અશોક કંઈક સારો લાગ્યો. અશોક જેવો સારો અને વિવેકી છોકરો પોતાની પાછળ આટલો પરેશાન થયો હોય અને પોતે એની સામે વિવેક ન બતાવે તો કેવું ખરાબ લાગે ? એમ વિચારીને એણે અશોકને કહ્યું : ‘અશોક, તમે થાકી ગયા હશો. થોડીક વાર આરામ કરીને જવું હોય ત્યાં જજો. અને તમારી ઇચ્છા હોય તો હું તમને ફળ કે દૂધ આપું.’

અશોક ના પાડવા જતો હતો ત્યાં જ પેલી ગુલાબની સુગંધ એના નાકમાં ઘૂસી ગઈ. થોડી જ પળોમાં આરતી પણ એની સામે આવીને ખડી થઈ ગઈ.

અશોક એને જોઈને ચોંકી ગયો. ત્યાં તો આરતી એનો ગભરાટ ઓછો કરતાં બોલી : 'ગભરાવ નહિ અશોક. મને તમારા સિવાય કોઈ જોઈ શકતું નથી. મારો અવાજ કોઈ સાંભળી શકતું નથી.' અને પછી એ નીલુ તરફ જોતાં બોલી : 'અશોક, નીલુને પણ તમારા તરફ માન જાગ્યું છે. એ માનને પ્રેમમાં પલટી નાંખી એને પ્રેમ કરો. એ તમારી સાથે લગ્ન કરવા તૈયાર થાય એવા પ્રયત્ન કરો. આપણું મિલન ઇચ્છતા હોવ તો તમારે એમ કરવું જ પડશે.'

આટલું કહીને આરતી ચાલી ગઈ અને અશોક માથું પકડીને જમીન ઉપર બેસી ગયો.

અશોકને આ રીતે બેસી ગયેલો જોઈને નીલુ પણ ગભરાઈ ગઈ અને અશોકની પાસે બેસી ગઈ.



# ૧૧

એકાએક અશોક માથું પકડીને બેસી ગયો. થોડીવાર પહેલાં તો નીલુ પોતે અશોક સાથે બહારથી ખરીદી કરીને આવી હતી અને અત્યારે આ રીતે માથું પકડીને બેસી ગયેલો જોઈને, એ ગભરાઈ ઊઠી. 'શું થયું અશોક... શું થયું....?' એમ ગભરાટથી બૂમો મારતી નીલુ પણ અશોક પાસે બેસી ગઈ અને અશોકના સામે જોવા લાગી.

અશોકના ભોળાભલા ચહેરાને એ બે ઘડી જોઈ રહી અને પછી અશોકના ચહેરા ઉપર દોડતી વ્યાકુળતા જોઈને એ પણ વ્યાકુળ બની ગઈ. એનાથી અશોકની વ્યાકુળતા ન જોવાતી હોય એમ એ ઝડપથી ત્યાંથી ઊભી થઈ અને પછી લાંબા અને ઉતાવળા પગલે ભાગતી - દોડતી એ અંદરના કમરામાં ગઈ અને ત્યાંથી પાણી લઈને ઝડપથી પાછી ફરી.

અશોકને હજી પણ એ જ રીતે માથું પકડીને બેઠલો જોઈને તેણે અશોકના માથે હાથ મૂક્યો. પછી હળવેકથી અશોકના વાળમાં પોતાની કોમળ આંગળીઓ ફેરવીને કહ્યું : 'લો આ પાણી પી લ્યો....!' નીલુના અવાજમાં અશોકને હેત ટપકતું હોય તેમ લાગ્યું. એક વાર નીલુની સામે જોવાનું, એની આંખોમાં આંખો પરોવવાનું, એના અવાજના વખાણ કરવાનું એને મન થઈ આવ્યું. પરંતુ અશોકે એક જ પળમાં એ વિચારને ફગાવી દીધો. પોતાના મનને મજબૂત કરી લીધું. એણે ત્યાંથી જલ્દી નીકળી જવાનો વિચાર કર્યો. એણે નીલુના હાથમાંથી ગ્લાસ લઈને, ઝડપથી પાણી પીધું અને પછી એણે ત્યાંથી ઊભા થઈ ચાલવા માંડ્યું.

પણ અશોક આમ જલદી ચાલ્યો ન જાય એ માટે નીલુએ એને રોકતાં

કહ્યું : 'અશોક, તમારી તબિયત ઠીક નથી. થોડીક વાર આરામ કરી લો. પછી ચાલ્યા જજો.'

અશોકે નીલુ સામે જોયા વિના જ જવાબ આપ્યો : 'મારે એક ખાસ કામ છે.' અને પછી એ ઝડપથી બહાર આવી ગયો.

બહાર મૅજરસાહેબ બેઠા હતા. અશોકને જોતાં જ એમણે અશોકને આવકાર આપ્યો : 'આવ આવ અશોક, બેસ....શું બધી ખરીદી પતી ગઈ છે ?'

'હા, નીલુએ બધું જ ખરીદી લીધું છે અને હવે હું જાઉં છું....મારે કામ છે.' અશોકે સીધો જ જવાબ મૅજરને સંભળાવી દીધો. પણ મૅજર એને એમ છોડે એમ નહોતા. અશોકની ઉતાવળ જોયા છતાં એ નિરાતે 'હો-હો-હો' કરતાં હસી પડ્યા. અને પછી અશોકનો હાથ પકડીને એને પરાણે ખેંચીને ખુરશી ઉપર બેસાડી દેતાં બોલ્યા : 'અરે અશોક, આટલી બધી શી ઉતાવળ છે ? કામ તો આખી જિંદગી કરવાનું જ છે ને....?' અને પછી એમને કંઈક યાદ આવ્યું હોય એમ એમણે પૂછ્યું : 'હા, તેં ખાધું કે નહિ ?'

'ના, અત્યારે કંઈ ખાવા-પીવાની ઇચ્છા નથી....!' કહેતાં અશોકે ઊભા થવાનો પ્રયત્ન કર્યો. પણ મૅજરે પોતાનો હાથ લંબાવીને, પોતાનો લોખંડી પંજો અશોકના પેટ ઉપર જોશથી દબાવીને અશોકને બેસાડી દેતાં કહ્યું : 'આમ ઉતાવળ કરવાની જરૂર નથી.' અને પછી એમણે ભીંત ઉપરની ઘડિયાળ ઉપર નજર ફેરવી લેતાં કહ્યું : 'સવા ત્રણ વાગવા આવ્યા. ભૂખ લાગી જ હશે. મેં પણ ખાધું નથી. આપણે સાથે જ જમી લઈએ.'

અશોક હા કે નાનો કોઈ જવાબ આપે એ પહેલાં જ મૅજરે બૂમ મારીને નીલુને બોલાવી. નીલુ આવી એટલે એમણે તરત જ નીલુને કહ્યું : 'બેટા, અશોકબાબુ એમ ને એમ પાછા જાય છે. આટલું મોડું થયું છતાંય એમને જમાડ્યા નથી ?'

નીલુએ પોતાનો બચાવ કરતાં પહેલાં એક નજર અશોકના ચહેરા ઉપર ફેરવી દીધી : 'મેં તો એમને બહાર હોટલમાં પણ જમવાનો આગ્રહ

કર્યો હતો અને અહીં પણ કહ્યું હતું.'

અશોકે પણ પોતાનો બચાવ કરી લીધો : 'મૅજરસાહેબ, મને પણ ખાસ ભૂખ જેવું નથી. નહિતર જમવામાં શી શરમ ?'

'નહિ ચાલે, નહિ ચાલે.... આજે તો હું તમને જમ્યા વિના નહીં જવા દઉં.' કહેતાં મૅજરે નીલુ સામે નજર કરી : 'દીકરી, ઝટપટ કંઈક બનાવી નાંખ, બહુ ભૂખ લાગી છે.'

'અરે, હમણાં તૈયાર કરી નાંખું છું. બધુંય ઝટપટ' એક ચપટી વગાડતાં નીલુ બોલી. અને પછી હરણની જેમ દોડતી એ અંદર રસોડામાં સરકી ગઈ.

અશોકને હવે જમ્યા સિવાય છૂટકો નહોતો. એ ચૂપચાપ ખુરશી ઉપર માથું ટેકવીને, આંખો બંધ કરીને બેસી રહ્યો. મૅજર પણ ટીપોઇ ઉપર પડેલું છાપું ઉઠાવીને આમ તેમ પાનાં ફેરવવા લાગ્યા.

અશોક વિચારોની દુનિયામાં ખોવાઈ ગયો. એ વિચારતો હતો કે, ક્યાં પોતે લખનવનો એક બેકાર યુવાન અને ક્યાં દિલ્હીમાં આવીને ફસાયેલો એક ઇન્સાન. એક તરફ ગયા જન્મની પત્ની આ જન્મે ભૂત બનીને વળગી છે તો બીજી તરફ નીલુ એની તરફ હેત બતાવી રહી છે. કાલે આ હેત પ્રેમમાં પલટાય અને પ્રેમ લગ્ન સુધી પણ પહોંચી જાય. કોણ જાણે કિસ્મત પોતાની સાથે શું ચાલ ચાલી રહી છે ? જો આ બધી કિસ્મતની ચાલ ન હોત તો પોતે લખનવ છોડીને દિલ્હી ન આવ્યો હોત. અને આવા ચક્કરમાં ન ફસાયો હોત. બીજું તો ઠીક પણ આ આરતી પોતાના ગયા જન્મની પત્ની જ હવે પોતાને નીલુ સાથે લગ્ન કરવા માટે પરાણે ફરજ પાડી રહી છે. વિચારમાંને વિચારમાં જ એણે આંખો ખોલી. મૅજર સામે જોયું. મૅજર છાપુ સંકેલતા હતા. અશોકને પોતાની સામે જોઈ રહેલો જોઈને એમણે કહ્યું : 'બહુ થાકી ગયા કે શું ?'

અશોકે એક આળસ મરડીને, બગાસું ખાતા જવાબ આપ્યો : 'ના, થાક તો નથી. પરંતુ જરાક સુસ્તી જેવું લાગે છે.'

મૅજરસાહેબ કંઈ પણ કારણ વિના 'હો-હો-હો' કરતાં હસી પડ્યા. અંદરના કમરામાં નીલુએ જૂના ફિલ્મીગીતની રેકર્ડ ખૂબ મોટા અવાજે વગાડવી શરૂ કરી હતી.

અશોકે વાતચીત કરવાના ઇરાદે મૅજરને પૂછ્યું : 'મૅજરસાહેબ, તમે નીલુને પરણાવી દેશો પછી તો તમને સાવ સૂનુંસૂનું લાગશે. બિલકુલ એકલા થઈ જશો.'

'ના, અશોક, એવું નહિ બને....હું નીલુનાં લગ્ન કરવા માંગતો નથી. એટલે મારા એકલા પડવાનો સવાલ જ નથી. પણ, પણ હું મરી જઈશ તો નીલુ એકલી પડી જશે એની ફિકર છે.'

મૅજરસાહેબની અવળી વાત સાંભળીને અશોકને નવાઈ લાગી. એણે અચરજભરી આંખે મૅજર સામે જોયું. એની આંખોમાં ભરાયેલા અચરજને જોઈને મૅજર બોલ્યા : 'દીકરા, તને એવું લાગશે કે, હું મારો સ્વાર્થ જોઈ રહ્યો છું. હું એકલો ન પડું એ કારણે એના લગ્ન કરવા માંગતો નથી. પરંતુ એવું નથી....!' કહેતાં મૅજરસાહેબ અટકી ગયા અને પછી ખૂબ ધીમેકથી અવાજને વધારે ગંભીર બનાવીને એમણે શરૂઆત કરી : 'દીકરા, તું ગમે તે વિચારતો હોય, પણ હું બધું નીલુના ભલા માટે વિચારી રહ્યો છે. જો હું ધારું તો પણ નીલુનાં લગ્ન કરી શકું એમ નથી. કારણ કે....!' એકાએક બોલતાં-બોલતાં જ મૅજરને ગળે ડૂમો બાઝી ગયો. ગળા સુધી આવેલા શબ્દો ગળામાં જ અટવાઈ ગયા. તેમનો ચહેરો વધુ ગંભીર બની ગયો. આંખોમાં કરુણતા છવાઈ ગઈ. થોડીક વાર તો મૅજર ચૂપચાપ બેસી રહ્યા પછી દિલનું દર્દ હોઠ સુધી લાવતા એમને કોઈ પીડા થતી હોય એવી પીડા સાથે એમણે કહેવા માંડ્યું : 'દીકરા, મારી નીલુમાં આમ તો કોઈ ખામી નથી. એ બધી રીતે સારી, ચાલાક અને દેખાવડી છે પરંતુ એ જન્મી ત્યારે જ એક જોષીએ એવું ભવિષ્ય ભાખેલું કે , આ છોકરી લગ્નની રાતે જ મરી જશે.'

'ના, ના, ના....!' હું એમાં માનતો નથી. અશોક મૅજરની વાત સાંભળીને ચિલ્લાયો.

'માનવું પડે છે બેટા, ઘણી વખત ન માનવા જેવી વાતો પણ માનવી પડે છે.' મેજરે અશોકને સમજાવતાં કહ્યું : 'હું પણ એ જમાનામાં આવી વાતો નહોતો માનતો. જ્યારે જોષીએ પહેલીવાર મને કહેલું ત્યારે હું પણ આવેશથી તારી જેમ ચિલ્લાયેલો. પણ ત્યાર પછી બીજો જોષી, ત્રીજો, ચોથો....જોષીઓની જેમ બીજા તાંત્રિકો, ભુવાઓ, ફકીરો અને બાવાઓને મેં એનો હાથ બતાવી જોયો છે. હાથની રેખાઓ જાણનારાઓને હું અનેક વાર મળી ચૂક્યો છું. પરંતુ મોટાભાગનાએ આ જ વાત કરી છે. એનો ઉપાય પણ કોઈની પાસે નથી.' કહેતાં મેજર અટકી ગયા.

અશોક હમદર્દીભરી નજરે મૅજરના ચહેરાને જોઈ રહ્યો. મૅજર થોડીકવાર માટે અટકી ગયા. પછી એમણે ફરી આગળ ચલાવ્યું. 'દીકરા, એ વાત તો હું આજ પણ માનતો નથી. હું ભુવાના ભવિષ્યને ગણકારતો નથી. હું નસીબના ભરોસે મારી જાતને મૂકું એવો નથી પણ હું મારી જાતે નસીબને ઘડું તેવો છું. મને વિશ્વાસ છે કે, મારી છોકરી લગ્ન કરીને પણ જીવી શકશે. પણ રહી-રહીને વિચાર આવે છે....કદાચ મારો વિશ્વાસ જુઠ્ઠો પડે અને પેલા જોષીઓ અને ભુવાઓની વાત સાચી પડે તો....? તો તો મારું શું થાય....? મારી છોકરી મારે ગુમાવવી પડે ! અને આ એક જ બીકથી હું મારી છોકરી ઉપર કોઈ અખતરો કરવા માંગતો નથી. આમેય આ સંસારમાં એના સિવાય મારું કોઈ નથી અને હવે હું એને ગુમાવવા માંગતો નથી !' કહેતાં તો મૅજરસાહેબ ગળગળા થઈ ગયા. એમની આંખોમાં ભીનાશ તરી આવી. અશોકને લાગ્યું કે, એક પથ્થરદિલ ફોજીના શરીરમાં પણ બાપનું દિલ હોય છે અને એ બાપનું દિલ પોતાની દીકરી માટે તરફડી રહ્યું છે, રડી રહ્યું છે. એની પોતાની પણ આંખો ભીની થઈ આવી. મૅજરે તરત જ ચહેરો ફેરવીને, પોતાની આંખો લૂછી નાંખી અને પછી ટીપોઇ ઉપર પડેલા જગમાંથી ગ્લાસમાં પાણી રેડીને પોતે પીધું. અશોકને પણ આપ્યું. ત્યાર બાદ ગળું ખંખેરીને એમણે કહ્યું : 'આ વાતની હવે તો નીલુને પણ ખબર છે.એટલે જ એ છોકરાઓથી દૂર રહે છે. એને જોઈને કોઈને એમ જ લાગે છે કે એ પથ્થરદિલ છે, ઘમંડી છે, પણ મારી નીલુ એવી

નથી.' પછી એકાએક મૅજર 'હો-હો-હો' કરતાં હસી પડ્યા અને પછી એમણે ઉમેર્યું : 'તમે જુઓ છો ને, એ હંમેશાં લાલ કપડામાં એક દુલ્હનની જેમ સજી-ધજીને ફરે છે એનું પણ એ જ કારણ છે.'

અશોકને લાગ્યું કે, બહારથી સુખી દેખાતા આ બાપ-દીકરી અંદરથી કેટલા બધાં દુ:ખી છે. એના મનમાં મૅજર અને નીલુ તરફ લાગણી અને હેતનું ઝરણું ફૂટી નીકળ્યું. એ હમદર્દીથી મૅજરને જોઈ રહ્યો.

મૅજર કે અશોક કંઈક બોલે એ પહેલાં તો અંદરથી નીલુનો અવાજ આવ્યો, 'બાપુજી, ખાવાનું તૈયાર છે.' અને એ અવાજની સાથોસાથ નીલુ પણ બહાર દોડી આવી. 'ચાલો, અશોક, કેમ છે તમને ?'

'ઠીક છે.' અશોક ગંભીરતાથી બોલ્યો અને હાથ ધોઈને મૅજર સાથે જમવા બેસી ગયો. જમતી વખતે ત્રણેય વચ્ચે કોઈ ખાસ વાતચીત થઈ નહીં. અશોક પણ જમ્યા પછી રોકાયો નહીં. એ ચૂપચાપ ત્યાંથી નીકળી ગયો અને મગજને શાંત કરવા અને કંટાળો દૂર કરવા એ કોઈ પિકચર જોઈ નાંખવાના ઇરાદે થિયેટરમાં પહોંચી ગયો અને છેક મોડી રાતે ઘરે પાછો ફર્યો.

બીજા દિવસે અશોક ઑફિસે પહોંચ્યો કે થોડી જ વારમાં એને પટાવાળો બોલાવવા આવ્યો. 'આપને મૅનેજરસાહેબ અંદર ઑફિસમાં બોલાવે છે.'

અશોક ફાઈલ બંધ કરીને ઊભો થયો અને ઑફિસમાં ગયો.

મૅનેજર બનારસીદાસે અશોકના પગથી માથા સુધી એક નજર ફેરવી અને પૂછ્યું : 'આવો આવો અશોક, કેમ છો ?'

'મજામાં છું સર....!' કહેતાં અશોક ખુરશી ઉપર બેઠો.

મૅનેજરે એને પૂછ્યું : 'મકાનમાં તો તમને બરાબર ફાવી ગયું છે ને ?'

'હા ફાવી ગયું છે. કોઈ તકલીફ નથી તમારી મહેરબાનીથી....!'

અશોકની વાત સાંભળ્યા પછી બનારસીદાસે પૂછ્યું : 'અશોક, એ મકાનમાં તમને બીજી કોઈ પરેશાની તો નથી ને ?'

'ના, સર કંઈ નથી. આપ એક વાર આવો તો ખરા....?' અશોકે વિવેક ખાતર કહ્યું એટલે બનારસીદાસ બોલ્યા : 'હા, હું કાલે આવવાનો છું. વળી મારે તમારી સાથે કેટલીક અગત્યની વાત પણ કરવાની છે.'

'શી વાત છે સર....?'

'બીજી શી હોય....!' કહીને એક પળ માટે અટકી જઈને બનારસીદાસે ઉમેર્યું : 'મકાનની પાઘડીની વાત કરવાની છે.'

બનારસીદાસની વાત સાંભળીને અશોક ચોંકી ગયો. 'પાઘડી... શાની પાઘડી....? આપણે પહેલાં તો ચોખ્ખી વાત થઈ છે કે....!'

'પહેલાંની વાત ભૂલી જાવ, ત્યારે તો બધાંને વહેમ હતો કે મકાનમાં ભૂત છે એટલે કોઈ રહેવા તૈયાર નહોતું. હવે તો એ મકાનની એક એક રૂમના દશ-દશ હજાર રૂપિયા આવશે.' કહેતાં બનારસીદાસ લુચ્ચું લુચ્ચું હસી પડ્યા અને પછી અશોકની આંખોમાં પોતાની જંગલી વરૂ જેવી આંખો પરોવતાં એ ઠંડકથી બોલ્યા : 'હા, તમારે પણ એ મકાનની રૂમમાં રહેવું હોય તો દશ હજાર તૈયાર રાખજો....!'

અશોક તો ગુસ્સાથી સળગી ઊઠ્યો. એને થયું કે, પોતે ઊભો થઈને બનારસીદાસનો ટોટો પીસી નાંખે. પણ ચૂપ રહ્યો. એને ચૂપ જોઈને બનારસીદાસ બોલ્યા : 'અત્યારે તમે જાવ, કાલે હું સવારે તમારે ત્યાં આવીશ, પછી આગળ વાત કરીશુ.'

અશોક ચૂપચાપ ઊભો થઈને, ઑફિસની બહાર નીકળી ગયો. આખો દિવસ એ લગભગ ગુમસુમ રહ્યો. દશ હજાર રૂપિયાનો સવાલ હતો. અને એટલા બધા રૂપિયા એ મેળવી શકે એમ નહોતો. વિચારમાં ને વિચારમાં આખો દિવસ એણે પૂરો કરી નાંખ્યો. રાતે પણ એ ચૂપચાપ સૂઈ ગયો.

સવારે એ જાગ્યો ત્યારથી જ એનું દિલ ધડકતું હતું. એને લાગતું હતું કે, બનારસીદાસ આવીને તરત જ એને આ મકાનમાંથી કાઢી મૂકશે. આ મકાનમાંથી નીકળ્યા પછી ક્યાં જવું ? એની ચિંતામાં જ એ હતો ત્યાં બનારસીદાસ આવી પહોંચ્યા.

બનારસીદાસ આવ્યા એટલે અશોકે એમને કમને પણ આવકાર આપ્યો અને પછી ખૂણામાં પડેલી ખુરશી એમના માટે ખેંચી લાવતાં બોલ્યો : 'બેસો સર....બોલો શું પીવું છે ? ચા-કૉફી કે કંઈક ઠંડુ....?'

'ના, એવી કોઈ તકલીફ લેવાની જરૂર નથી અશોક...!' કહેતાં ઘરની દીવાલો ઉપર એક નજર ફેરવીને બનારસીદાસે ખુરશી ઉપર બેઠક લીધી. પણ જેવા એ ખુરશી ઉપર બેસે તેવી જ ખુરશી સરકીને દૂર ખસી ગઈ. બનારસીદાસ જમીન ઉપર ચત્તા પટકાઈ પડ્યા. વાતાવરણમાં ગુલાબની સુગંધ પથરાઈ ગઈ અને એની સાથે જ મોગરાની સુગંધ જેવું આરતીનું પણ ખિલખિલ કરતું હાસ્ય ગૂંજી ઊઠ્યું.

અશોકે એ અવાજ તરફ નજર કરી. મકાનની છત ઉપર આરતીનો ધૂમાડા જેવો આકાર દેખાતો હતો. આરતી તીખી અને આગ ઝરતી નજરે બનારસીદાસને જોઈ રહી હતી.

બનારસીદાસે પણ ચોંકી ગભરાઈને એ તરફ જોયું. આરતીને જોતાં જ એ ઓળખી ગયા : 'કોણ, કોણ આરતી....?' એમની જીભ થોથવાતી હતી. એમનું શરીર અને ચહેરો પરેસેવ રેબઝેબ થઈ ગયા હતાં. એમની આંખોમાં ભય ડોકાઈ રહ્યો હતો. એ ખૂબ ગભરાઈ ગયા અને ઝડપથી ઊભા થઈને દોડ્યા. ગડથોલું ખાતા-ખાતાં એ બહાર નીકળી ગયા. જતાં-જતાં એના કાને આરતીનો અવાજ અથડાયો : 'હવે તું નહીં બચે બનારસી.... તું નહીં બચે....નહીં બચે....નહીં.....'

બનારસીદાસ ભાગી છૂટ્યા અને અશોક ફાટી આંખે આરતીનું વિકરાળ રૂપ જોઈ રહ્યો.



# ૧૨

બનારસીદાસ ચાલ્યા ગયા હતા. આરતીને જોઈને એ ચોંક્યા હતા. ગભરાયા હતા. અને પછી આંખો મીંચીને એ ભાગ્યા હતા. ભાગતાં ભાગતાં એ બે-ત્રણ લથડિયાં ખાઈ ગયા હતા.

બીજો કોઈ પ્રસંગ હોત તો અશોક ખૂબ ખૂબ હસ્યો હોત. પરંતુ અત્યારે એ હસી પણ શક્યો નહોતો. હસવાને બદલે એ વધારે ગંભીર બનીને ઊભો હતો. એણે આરતીનું વિકરાળ રૂપ આજે પહેલી જ વાર જોયું હતું. વળી આરતી અને બનારસીદાસ વચ્ચેની આ અથડામણથી એને ખ્યાલ આવી ગયો કે, આ એ જ બનારસી છે જેણે ગયા જન્મમાં મીનાની પ્રેમજાળમાં પોતાને સપડાવ્યો હતો અને આરતીના પ્રેમથી પોતાને અલગ રાખીને, આરતીની આખીય મિલકત પોતે પચાવી પાડી હતી. અને અત્યાર સુધી પોતાની મિલકતનો વહીવટ કરતો હતો. ખરેખર તો એ મિલકતનો એ પોતે જ સાચો હકદાર હતો. પરંતુ જેમ એણે આરતીને પોતાના હકથી દૂર રાખી હતી તેમ એનો હક પણ બનારસીએ ડુબાડ્યો હતો. અશોકને થયું કે, પોતે અત્યારે જ જઈને એ બનારસીનું ગળું દબાવીને, એને ખતમ કરી નાંખે પરંતુ એથી વધારે વિચાર એ કરી શક્યો નહિ. એ કંઈક વિચારે એ પહેલાં તો પાછળથી એનું બારણું ખખડી ઊઠ્યું. એણે ચોંકીને, પાછળ ફરીને જોયું તો એની આંખો પહોળી થઈ ગઈ. બારણામાં નીલુ આવીને ઊભી હતી.

અત્યારે આવા સમયે નીલુને અચાનક આવીને, ઊભેલી જોઈને અશોકને ખૂબ જ અચરજ થયું. એ અચરજને કારણે નીલુને આવકાર આપવાનો પણ એને ખ્યાલ રહ્યો નહિ. ત્યારે નીલુએ સામેથી એને પૂછ્યું : 'હું અંદર આવું કે ?'

અચાનક ભાનમાં આવ્યો હોય તેમ અશોક ચહેરા ઉપર હાસ્ય ફરકાવતાં બોલ્યો : 'આવો, આવો....!' અને પછી દોડીને જમીન ઉપર ઊંધી પડેલી ખુરશી ઉઠાવી લાવ્યો.

ખુરશી ઉઠાવતી વખતે પણ એને બનારસીદાસ જે રીતે જમીન ઉપર ઊથલી પડ્યા હતા અને જે રીતે ભાગી ગયા હતા એ એને અત્યારે સાંભરી આવ્યું. એ વખતે એ હસી શક્યો નહોતો. પરંતુ અત્યારે તો એ દૃશ્ય સંભારતાં જ એ ખડખડાટ હસી પડ્યો.

હવે અચરજ પામવાનો વારો નીલુનો હતો.આ રીતે કોઈ પણ કારણ વિના અશોકને હસતો જોઈને એને નવાઈ લાગી. એ ફાટી આંખે અશોક સામે જોઈ રહી.

નીલુ તરફ નજર જતાં જ અશોક હસતો અટકી ગયો અને પછી બનારસીની વાત છુપાવીને એ બોલ્યો : 'આજ તમને મારા ઘરે આવેલાં જોઈને મને હસવું આવે છે.'

'એમાં હસવા જેવી શી વાત છે ?'

વાત તો કંઈ હતી જ નહિ. છતાંય વાત ઉપજાવીને અશોક બોલ્યો : 'મેં આજ પહેલાં ઘણી વાર એવું સાંભળ્યું હતું કે, તમે બહુ અભિમાની છો. અને તમને જોયા પછી પણ મેં એવી જ કલ્પના બાંધેલી. અને આજે આમ તમને આવેલાં જોઈને, મને નવાઈ લાગી. હસવું પણ એટલે જ આવ્યું.' અને પછી વાત બદલવાના ઇરાદાથી એ બોલ્યો : 'અરે, હવે આમ ક્યાં સુધી ઊભા રહેશો....? બેસો, બેસો, બેસી જાવ.' કહીને એણે ભારે વિવેકથી નીલુને ખુરશી ઉપર બેસાડી અને પોતે બારણાને ટેકો આપીને અદબ વાળીને ઊભો રહી ગયો.

નીલુ ખુરશી ઉપર બેસીને ચારે તરફ જોવા લાગી. આટલા વરસોમાં એણે હવેલીને કદી અંદરથી જોઈ નહોતી. અશોક રહેવા આવ્યો એ પહેલાં તો હવેલી બંધ જ રહેતી હતી. અશોક આવ્યો પછી પણ એ હવેલીમાં પહેલી જ વાર આજે અંદર આવી હતી. હવેલીના એ કમરાની ભવ્યતા

જોઈને જ એ અંજાઈ ગઈ હતી. કમરામાં કોઈ રાચરચીલું હતું જ નહિ. એ કારણે પણ એ કમરો ખૂબ વિશાળ લાગતો હતો.

કમરામાં આંખો ફેરવતી નીલુને અશોક એકીટસે જોઈ રહ્યો હતો. એ છોકરીને જોતાં એને દયા આવતી હતી. પગથી માથા સુધી નીલુ રૂપાળી હતી. પરંતુ આવી રૂડી, રૂપાળી અને કોમળ છોકરીના નસીબમાં સૌભાગ્યનું સુખ નથી. એ દુલ્હન બની શકે એમ નથી. કોઈની પત્ની બનીને, ઘર માંડી શકે એમ નથી. એની આંખોમાં નીલું તરફ હેત તરવરી આવ્યું. નીલુને માથે હેતથી હાથ ફેરવવાનું મન થઈ આવ્યું. એને વહાલથી પોતાની છાતી સરસી ચાંપી લઈને, એના ગાલ ઉપર હેતભરી બચ્ચી ભરી લેવાનું મન થયું. પરંતુ અશોકે પોતાની જાત ઉપર કાબુ રાખ્યો. એ ચૂપચાપ પોતાની જગ્યાએ ઊભો રહી ગયો.

નીલુએ ઘણીવાર સુધી કમરામાં નજર નાંખી. પછી અશોક તરફ જોયું. અશોકને પોતાના ચહેરા તરફ જોતો જોઈને, એણે શરમથી નજર ઝુકાવી લીધી અને પછી હળવા અવાજે કહ્યું : 'અશોકબાબુ, આજે રાતે તમે અમારે ત્યાં જમજો.'

'બાપુજી કહેવડાવ્યું છે કે શું ?' અશોકે અમસ્તુ જ પૂછ્યું ત્યારે નીલુએ ઝડપથી કહ્યું : 'હા બાપુએ કહેવડાવ્યું છે.'

અશોકને અચાનક કંઈક યાદ આવ્યું હોય એમ એણે ઝીણી આંખો કરીને કહ્યું : 'પણ ગઈ રાતે તો મૅજરસાહેબ એમ કહેતા હતા કે, આજે એમના એક મિત્રને ત્યાં પાર્ટીમાં જવાના છે ?'

નીલુ કંઈક ઝંખવાણી પડી ગઈ અને બોલી : 'હા....!' અને પછી તરત જ બોલી : 'ના....ના, ના આ જમવાનું તો હું તમને કહું છું.' અને પછી ચહેરા ઉપર આજીજીના ભાવ સાથે એણે પૂછ્યું : 'આવશો....ને ?'

અશોકે ચહેરો સખત કરીને કહ્યું : 'ના, ના ના....!'

નીલુએ ફરી વિનંતી કરી : 'આવજોને....?' અને પછી ઊભી થતાં એ બોલી : 'હું વાટ જોઈશ....!' અને છેલ્લા શબ્દ હોઠ ઉપર હતા ત્યાં જ એ

દોડીને બહાર નીકળી ગઈ. અશોક એને થોડીકવાર સુધી હરણાની જેમ ફલાંગો મારીને દોડતી જોઈ રહ્યો. પછી એ જોશથી ખડખડાટ હસી પડ્યો.

પણ જેવું એને યાદ આવ્યું કે, આ છોકરી દુલ્હન બની શકે એમ નથી, પરણી શકે એમ નથી. એ પરણશે એ જ રાતે એનું મોત થઈ જશે. આ વાત યાદ આવતાં જ અશોક એકાએક ઉદાસ થઈ ગયો. પાસે પડેલી ખુરશી ઉપર બેસી ગયો.

એ આખો દિવસ અશોક વિચારતો રહ્યો. નીલુને ત્યાં જમવા જવું કે ન જવું ? શું નીલુ પોતાના પ્રેમમાં છે ? એણે મૅજરસાહેબની ગેરહાજરીમાં પોતાને શું કામ જમવા બોલાવ્યો હશે ? વિચાર કરતાં કરતાં જ અચાનક એના મનમાં એક ગંદો વિચાર આવી ગયો : 'શું એ પરણ્યા વિના જ પરણવાનો આનંદ લેવા માંગતી હશે ? શું એ પરણ્યા વિના જ શરીરસુખ માણવા માંગતી હશે ? શું એને ખબર હશે કે પોતે પરણીને મરી જવાની છે ? શું હશે ? શું નહિ હોય ? અનેક શંકાઓ અને કુશંકાથી ઘેરાયેલા વિચારો વચ્ચે અશોકનું મન ઝોલા ખાતું રહ્યું. છેક સાંજ સુધી એ મનમાં કોઈ નિર્ણય ન લઈ શક્યો. પણ છેક સાંજે - જમવાના સમયે અડધો કલાક માંડ બાકી રહ્યો હશે. તેવા સમયે અશોકે મનમાં નક્કી કરી લીધું હતું કે, પોતે નીલુને ત્યાં ચોક્કસ જમવા જશે. જરૂર જમવા જશે. અને નીલુ કોઈ ગંદી હરકત કરશે તો પોતે એની સામે સખતાઈ વાપરશે. અને જો પ્રેમની-ફ્રેમની વાત કરશે તો પણ પોતે એને સમજાવી દેશે. બરાબર સમય થતાં જ અશોક તૈયાર થઈને મૅજરને ત્યાં જમવા પહોંચી ગયો. મૅજરના મકાનમાં પગ મૂકતાં જ એને અંદરના કમરામાંથી કોઈક અંગ્રેજી ફિલ્મનું ઘોંઘાટીયું સંગીત વાગવાનો અવાજ સંભળાયો. બાકી બધે જ શાંતિ હતી. બંગલામાં કોઈ બીજું માણસ હતું જ નહિ. મૅજરસાહેબ તો ક્યારનાય ચાલ્યા ગયા હતા. નીચે બિલકુલ સન્નાટો હતો.

અશોકે એવું ધાર્યું હતું કે, નીલુ પોતાનું સ્વાગત કરવા નીચે જ ઊભી હશે. એને પોતાના અપમાન જેવું લાગ્યું. એને થયું કે, પોતે અહીંથી ચાલ્યો જાય. આ રીતે અપમાન સહન કરીને જમવા કરતાં, અહીંથી પાછા જઈને

એનું અપમાન કરવું વધારે સારું.

પણ પછી એને થયું કે, આમ ઉતાવળ કરવાનો કોઈ અર્થ નથી. કદાચ નીલુ વાટ જોઈ જોઈને કોઈક કામ માટે હમણાં જ અંદર ગઈ હોય. કદાચ હજુ રસોઈમાંથી જ ઊંચી ન આવી હોય. એ મન મનાવીને અંદર જવા તૈયાર થયો. ખાસ કરીને તો એને નીલુ કરતાંય મૅજરસાહેબના અપમાનનો વધારે ડર હતો. કદાચ નીલુ મૅજરસાહેબને કોઈક આડી કે ભળતી વાત કરે તો મૅજરસાહેબની નજરમાંથી પોતે ઊતરી જાય. ગમે તેમ પણ અત્યારે કમરામાં જ પહોંચી જવું એવું વિચારીને એ હળવાં પગલાં ભરતો પગથિયાં ચડીને ઉપર પહોંચ્યો.

પેલું ઘોંઘાટીયું અંગ્રેજી સંગીત હવે વધારે ઘોંઘાટિયું લાગતું હતું. નજીકના કમરામાંથી આ અવાજ આવી રહ્યો હતો. એ જ રીતે હળવાં પગલાં ભરતો એ કમરા તરફ આગળ વધ્યો. પણ બારણામાં પગ મૂકતાં જ એ ચોંકી ગયો. એના પગ જાણે ત્યાં જ ચોંટી ગયા. નીલુનો કમરો અને નીલુને જોતાં જ એ ડરી ગયો.

નીલુ બને તેટલાં ઓછા કપડાં, લગભગ ઉઘાડા શરીરે પેલા ઘોઘાટીયા સંગીતની સાથોસાથ નાચી રહી હતી. એ સંગીત અત્યારે ઘોંઘાટીયું લાગવાને બદલે માદક અને ઉત્તેજક લાગતું હતું. નીલુની ઉઘાડી કાયા વાસનાનો કાળો ઝેરી નાગ બનીને નાચી રહ્યો હતો. એના એકે એક રૂપાળા અને યુવાન અંગમાંથી વાસના ટપકતી હતી. એ કમરામાં ઝીણો, હલકો, માદક પ્રકાશ ફેલાયેલો હતો. કમરામાં કોઈક માદક સુગંધ પણ ફેલાયેલી હતી. અશોકને લાગ્યું કે, પોતાની કલ્પના સાચી હતી. એણે નીલુની અડધી ઉઘાડી કાયા ઉપરથી નજર ખસેડી લીધી. કમરામાં નજર ફેરવતાં એને લાગ્યું કે, ખરેખર ખૂબ જ માદક વાતાવરણ છે. અને વાતાવરણ કરતાંય માદક તો નીલુની કાયા છે. પોતે જો અહીં વધારે વાર ઊભો રહેશે તો પોતે પણ વાસનાના દરિયામાં ડૂબકીઓ મારવા લાગશે. નીલુની કામણગારી કાયા સાથે જકડાઈ જશે. એની નજર ફરી એક વાર જઈને નીલુના ઉઘાડા અને ભરાવદાર અંગો ઉપર જઈને ચોંટી ગઈ. અશોકે આંખો મીંચી લેવા - નજર ફેરવી

લેવા અનેક પ્રયત્ન કર્યાં. પરંતુ નીલુની કુંવારી, માદક અને જુવાન કાયા એવી હતી કે, પોતે લાચાર બની ગયો હતો. એના શરીરમાં જબરી હલચલ મચી ગઈ હતી. એના શરીરમાંનું લોહી લાવારસની જેમ ધગધગી રહ્યું હતું. ઉછાળા મારી રહ્યું હતું. એનો ચહેરો લાલ બની ગયો હતો. આંખોના ડોળા જાણે બહાર આવી રહ્યા હતા. અચાનક અશોકે મુઠ્ઠીઓ ભીંસી, મન મક્કમ કરીને એ પાછો ફરી ગયો અને ઝડપથી દોડતો પગથિયાં ઊતરીને નીચે ભાગ્યો.

નીચે આવીને અશોક થોડીક વાર શ્વાસ લેવા રોકાયો. નીલુ તરફ એને નફરત થઈ આવી હતી. બહારથી આવી ભલી અને સારી દેખાતી છોકરી, અંદરથી આવી નીચ અને હલકટ હોઈ શકે એવું તો એ વિચારી પણ શકતો નહોતો. એને લાગ્યું કે હવે અહીં વધારે ઊભા રહેવામાં મજા નથી. એ ઉપરથી નીચે ઊતર્યો. ત્યાં તો એ જાણે ખૂબ થાકી ગયો હોય એમ એકધારો હાંફી રહ્યો હતો. થોડોક થાક ખાધા પછી બહાર જવા માટે એણે પગલું ભર્યું. પણ એ પગલું ભરે એ પહેલાં જ પાછળથી એનો હાથ ખેંચાયો. અશોકે પાછળ ફરીને જોયું તો નીલુ એનો હાથ ખેંચતી ઊભી હતી. એની આંખોમાં તોફાન હસતું હતું. એના અડધા ઉઘાડા શરીરને એણે એક ચાદરથી ઢાંકી દીધું હતું. એ પસ્તાવાભર્યા અવાજે બોલી : ‘ના, અશોક ના, તમે આમ જશો નહીં, મને માફ કરો. થોડીક વાર બેસો, હું હમણાં જ આવું છું.’

અશોક ચૂપચાપ ત્યાં પડેલી ખુરશી ઉપર બેસી ગયો. નીલુ દોડતી અંદર ચાલી ગઈ.

અશોક ખુરશી ઉપર બેઠો છતાંય એનું મન માનતું નહોતું. એ ત્યાંથી ભાગી છૂટવા માંગતો હતો, પણ એ ભાગ્યો નહિ. એને જાણે કોઈકે પકડી રાખ્યો હોય એમ એ બેસી રહ્યો.

પણ મનને ખૂબ મક્કમ કરીને એણે ઊભા થવાનો પ્રયત્ન કર્યો. ખાસ તો એને એવી બીક લાગી કે, નીલુ જ્યારે અડધા ઉઘાડા શરીરે નફ્ફટ બનીને નાચતી હતી ત્યારે જ જો મૅજરસાહેબ આવી ગયા હોત તો પોતાની

શું હાલત થાત ? આ વિચાર અત્યાર સુધીમાં અશોકના મનમાં બે-ત્રણવાર આવી ગયો અને બે-ત્રણવાર અશોક કંપી ગયો. એ મનને મજબૂત કરતો હળવેકથી ઊભો થયો.

પણ એ ઊભો થઈને પગલું ભરે-બરોબર ઊભો થાય એ પહેલાં તો નીલુ આવી ગઈ.

અત્યારે નીલુને જોઈને એ ફરી ચોંકી ગયો. અત્યારે નીલુએ સાડી પહેરી હતી. લાંબી બાંયનું બંધ ગળાનું બ્લાઉઝ પહેર્યું હતું. એનું કોઈ પણ અંગ અત્યારે ઉઘાડું દેખાતું નહોતું. ચહેરા ઉપરથી વધારાનો મેક-અપ એણે ધોઈ નાંખ્યો હતો. અશોકને લાગ્યું કે, ખરેખર નીલુ બદલાઈ ગઈ છે. એના ચહેરા ઉપર વાસનાભરી માદકતાને બદલે હવે નિર્દોષતા અને ભોળપણ આવીને બેસી ગયું હતું. એની આંખોમાં વાસનાના સાપોલીયાં નાચ કરતા નહોતા પણ એ આંખોમાં હવે હેતનું અમૃત છલકાઈ રહ્યું હતું. અશોક તો જાણે એ બધું જોઈને અવાચક બની ગયો હતો. આ બધામાં સાચું શું છે ? અને ખોટું શું છે ? એ જ એ તો સમજી શકતો નહોતો.

અશોક હજુ અચરજમાંથી બહાર આવે એ પહેલા નીલુ બોલી : 'અશોક મને માફ નહીં કરો...?'

અશોકે માથું ઊંચુ કરીને નીલુ સામે જોયું....નીલુની આંખોમાં આંસુ ઊમટી આવ્યા હતાં.

અશોકનું દિલ પણ ભરાઈ આવ્યું. એને લાગ્યું કે, આ છોકરી પોતે પરણી નહીં શકે એવું જાણી ચૂકી છે. એના આઘાતની અસર એને મગજ ઉપર પણ થઈ છે. કદાચ એ ગાંડપણની અસર પણ હોય.

નીલુ કાકલુદીભર્યા અવાજે બોલી : 'અશોક, ચાલો ઉપર જમવાનું તૈયાર છે.'

નીલુના વિનંતીભર્યા આગ્રહ સામે અશોક ના ન પાડી શક્યો અને ચૂપચાપ એ નીલુ સાથે ચાલવા લાગ્યો. સીડી ચડીને ઉપર પહોંચ્યો પછી

અશોકે હિંમત કરીને નીલુને પૂછ્યું : 'નીલુ, એ બધું શું હતું ?'

'હોય શું....? નાટક હતું નાટક.' કહીને નીલુએ હસવાનો પ્રયત્ન કર્યો. પણ અશોક એને છોડે એમ નહોતો. એ બોલ્યો : 'નીલુ એ શાનું નાટક હતું ?' અશોકના સવાલમાં અચરજની સાથોસાથ અધીરાઈ પણ વર્તાતી હતી. નીલુ અશોકની સામે જોતાં બોલી : 'તમે પહેલાં જમવા બેસો, પછી વાત. હું જમતી વખતે તમને બધી જ વાત કરું છું.' કહેતાં એણે ટેબલ પાસે પડેલી ખુરશી ખેંચીને પરાણે અશોકને બેસાડી દીધો અને પોતે ટેબલ ઉપર ડીશો જમાવવામાં પરોવાઈ ગઈ.

અશોક મનમાં વિચાર કરતો નીલુના નિર્દોષ અને ભોળા ચહેરાને તાકી રહ્યો.



# ૧૩

નીલુનો ચહેરો હસતો હતો. એની આંખોમાં પણ તોફાની હાસ્ય ડોકાતું હતું. કંઈક મુંઝાયેલો અને કંઈક ડઘાયેલો અશોક બાઘાની જેમ નીલુના ચહેરા સામે તાકી રહ્યો હતો.

ઉછળતી, કૂદતી, તરવરતી નીલુ અશોકની ડીશમાં એક પછી એક વાનગી મૂકી રહી હતી. બધી જ વાનગીઓ પીરસી દીધા પછી એ અશોકની સામેની ખુરશી ઉપર બેઠક લેતાં બોલી : 'આમ બાઘાની જેમ મારી સામે શું જુઓ છો ? જમવાનું શરૂ કરો.'

પણ અશોકને નીલુના શબ્દો ન સંભળાયા હોય એમ એ ચૂપચાપ એ જ રીતે નીલુના ચહેરાને તાકતો બેસી રહ્યો. નીલુનો હસતો ચહેરો જાણે એ પોતે પોતાની આંખોમાં ભરી લેવા માંગતો હતો. નીલુના તોફાની હાસ્યે જાણે એના મન અને મગજ ઉપર વશીકરણ કર્યું હોય એવું એ અનુભવી રહ્યો હતો. નીલુએ પણ ખાવાનું પડતું મૂક્યું હોય એમ પોતાના હાથમાં લીધેલી ચમચી પાછી મૂકી અને પછી પોતાના ગોરા, લીસા હાથની કોણીઓ ટેબલ ઉપર ગોઠવી અને પોતાની બન્ને હથેળીઓ પહોળી કરીને અને એની ઉપર પોતાના બન્ને ગાલો ટેકવીને એકીટસે અશોક સામે તાકવા લાગી.

ધીમે-ધીમે પળો સરકવા લાગી. અશોક નીલુની આંખોમાં જોઈ રહ્યો હતો અને નીલુ પણ અશોકના ભલા-ભોળા ચહેરાને તાકી રહી હતી. એને થતું હતું કે, બસ આ રીતે જ અશોક પોતાને એકીટસે જોયા કરે અને પોતે પણ આ રીતે એના ચહેરા ઉપર હેતભરી નજર ફેરવતી બેસી રહે. નીલુ હજી એવા વિચારમાં હતી. ત્યાં અશોક સહેજ પાછો સરક્યો. એનો હાથ

ટેબલ ઉપર પડેલી ડીશ સાથે અથડાયો અને એ કાચની ડીશ જમીન ઉપર પડી. 'ખણણણ' કરતાં જોરદાર ખણખણાટ સાથે એ ડીશ તૂટી પડી.

ગભરાટ સાથે અશોકે નીચે જમીન ઉપર પડેલા ડીશના ટુકડા તરફ જોયું. અને એનો ગભરાટ જોઈને જાણે બીજી ડીશ તૂટી હોય, એમ ખણણણ કરતી નીલુ હસી પડી. અશોકે ફરી બાઘાની જેમ નીલુ તરફ જોયું. નીલુ બોલી : 'ચિંતા ન કરો, હું બીજી ડીશ આપું છું.' અને પછી તરત જ ટેબલ ઉપરથી એક ડીશ લઈને અશોક તરફ લંબાવી : 'જે ઢોળાઈ ગયું, એનો અફસોસ કરવાને બદલે, હું જે પીરસું તે જમવા માંડો.'

નીલુએ એક પછી એક વાનગી અશોકની ડીશમાં મૂકવા માંડી અને અશોકે ધીમે-ધીમે જમવાનું શરૂ કર્યું. નીલુએ પણ જમવાનું શરૂ કર્યું.

અચાનક કંઈક યાદ આવતાં અશોકે નીલુ તરફ જોયું. નીલુ પણ એને જ જોઈ રહી હતી. એણે નીલુને પૂછ્યું : 'નીલુ, તું હમણાં મારી આગળ કોઈ ખુલાસો કરવાની હતી.'

'કયો ખુલાસો....?' નીલુએ જાણી જોઈને વાત ભૂલી જવાનો ઢોંગ કર્યો.

અશોકે પૂછ્યું : 'હમણાં તું અડધા ઉઘાડા શરીરે નાચી રહી હતી એ વિષે તું કંઈક ખુલાસો કરવા માંગતી હતી ને....?'

'હા' કહેતાં નીલુએ હકારમાં ડોકું હલાવીને પછી મોઢામાંનો કોળિયો અધકચરો ચાવીને, ગળા નીચે ઉતારીને એ બોલી : 'હા, હું તમને બધી વાત સમજાવું છું.' કહેતાં-કહેતાં નીલુ કંઈક ઉદાસ થઈ ગઈ. પછી એ બોલી : 'અશોક, આજ સુધી તમારા જેવા અને તમારા કરતાં પણ વધારે સુંદર, વધારે દેખાવડા છોકરાઓના પરિચયમાં હું આવી છું.'

અશોકે હકારમાં ડોકું હલાવ્યું. નીલુએ થોડીક વાર સુધી જમ્યા કર્યું. પછી એકાએક એ બોલી : 'અશોક તમે કદાચ નહીં માનો પણ હું ભણતી હતી ત્યારથી જ હજુ હું ચૌદ-પંદર વરસની ઉમરની માંડ થઇ હોઈશ ત્યાં જ સ્કૂલમાં અને આ આપણા મકાનની આસપાસના યુવાન છોકરાઓ મારી

આજુબાજુ ભમરાની જેમ ભમતા હતા. મને પણ જાણે એ બધું ગમતું. હું બધાની સામે જોતી હતી, એમની સાથે આંખો ટકરાવતી અને મિલાવતી હતી. એમની સાથે હસતી-બોલતી હતી.'

નીલુ ફરી પાછી બોલતી અટકી ગઈ. થોડીક વાર સુધી એ ફરી કોળિયા ચાવતી રહી. ગળા નીચે ઉતારતી રહી. અશોકની આંખોમાં પોતાની આંખો પરોવતી રહી.

અશોક હવે નીલુની દાસ્તાન સાંભળતા જાણે અધીરો થઈ ગયો હતો. એ અધીરાઈ હવે નીલુને ખામોશ જોઈને અકળાવા લાગી હતી. એ પોતાની ખુરસી ઉપરથી વારંવાર ઊંચો નીચો થવા લાગ્યો. પરંતુ નીલુને એની અધીરાઈની કોઈ પરવા નહોતી અને અશોક પણ એને વધારે કંઈ પૂછવા માંગતો નહોતો. નીલું કંઈક બોલે એ આશાએ નીલુ તરફ કાન અને આંખ માંડીને એ બેસી રહ્યો.

'મારા હાસ્ય, મારા તોફાન, મારી એ મસ્તીનો જુવાનિયાઓએ ખરાબ મતલબ લીધો, અવળો મતલબ લીધો, મને એની ખબર નહોતી. પરંતુ એ બધા તો એમ માનતા હતા કે, હું એમના ઉપર ફીદા થઈ ગઈ છું. એમના ઉપર મરી ફીટી છું. એમના પ્રેમમાં પડી ચૂકી છું. અને એમ જ એ લોકો મારી આગળ પાછળ ફર્યા કરતા. મને ફિલ્મ બતાવવા લઈ જતા, હોટલોમાં નાસ્તો, ચા-પાણી કરવા પણ લઈ જતા. ક્યારેક ખાણુ ખવડાવવા, તો ક્યારેક આઇસ્ક્રીમ ખવડાવવા લઈ જતા. અવનવી ભેટોથી મને રીઝવવા ખુશ રાખવાનો પ્રયત્ન કરતા હોય, ગમે તેમ પણ મને એ બહુ ગમતું હતું.' એકદમ બોલવાનું ચાલુ કર્યા પછી નીલુ ક્યાંય સુધી બોલતી રહી અને પછી પોતાની મેળે જ ખામોશ થઈ ગઈ.

નીલુ ખામોશ થઈ એટલે ફરી અશોકની અધીરાઈ વધી ગઈ. નીલુની વાતમાં એને રસ પડવા માંડ્યો હતો. એની વાતમાં કોઈક રહસ્ય દેખાતું હતું. વળી આ વાત નીલુના અડધા ઉઘાડા અને માદક શરીરના નાચ સાથે પણ સંકળાયેલી હતી.

અધીરાઈ કે ઉતાવળથી નીલુને કંઈ પણ પૂછી બેસવું એ નરી મૂર્ખાઈ હતી. અશોક અત્યારના વાતાવરણમાં એવી મૂર્ખાઈ કરવા માંગતો નહોતો. એ નીલુનો અવાજ સાંભળવા માટે ચૂપચાપ જમતો રહ્યો. નીલુ પણ થોડીક વાર સુધી જમતી રહી. થોડાક કોળિયા ગળા નીચે ઉતારીને એ બોલી : 'અશોક, મારી આગળપાછળ ભમતા એ છોકરાઓએ મારી મજાક, મસ્તી કે ભોળપણનો અવળો મતલબ કર્યો એનું મને દુ:ખ નથી. એનો કોઈ અફસોસ નથી. પરંતુ એ લોકોએ મારી સાથે જે વર્તન કર્યું, જે વહેવાર કર્યો એ દુ:ખદાયક છે. એ બધા જ ભમરાઓ મને સાચો પ્રેમ કરતાં નહોતાં. જો કે એ વાતની મને તો પછીથી ઘણી મોડેથી ખબર પડી.

જેટલા જેટલા છોકરાઓ મારી આગળપાછળ ભમતા હતા, એ બધા જ કોઈ ને કોઈ કારણોસર મારા શરીરનો સ્પર્શ કરવા બેચેન રહેતા.

કોઈ મારો હાથ પકડે, મારી સાથે હાથ મિલાવે કે મારા ખભે હાથ મૂકે. એમાં મને કંઈ પણ ખરાબ લાગતું નહીં. એ રીતે તો ઘણીવાર મારા પપ્પા પણ મારા ખભે હાથ મૂકતા હતાં પણ એથી શું થયું ?

પરંતુ મારી પાછળ પડેલા પેલા ભમરાઓ જાણે ક્યાંય આગળ નીકળી જવા માંગતા હતા. થિયેટરના અંધકારમાં તેમના હાથમાં જાણે એકી સાથે અનેક જીવ આવી ગયા હોય એમ, તેમનો હાથ તેમની આંગળીઓ, મારા શરીર ઉપર ફરવા લાગતી. હું ગુસ્સે થઈ, નારાજ થઈ, છંછેડાઈને ફિલ્મમાંથી ભાગી છૂટતી અને એ નીચ વાસનાભર્યો ભમરો જ્યારે મને મળતો ત્યારે હું એની ઉપર મારો ગુસ્સો ઉતારતી. એનું જાહેરમાં અપમાન કરતી. અને ક્યારેક તો મારા પપ્પા પાસે માર ખવડાવવાની ધમકી આપતી. અને એ વાસનાભર્યો ભમરો, મારા શરીરનો પ્યાસો ભમરો ભાગી છૂટતો. આ રીતે મારી આસપાસના લગભગ બધા જ યુવાનોએ મારા શરીર સાથે રમવાની કોશિષ કરી જોઈ અને હું પણ એ બધા જ ભમરાઓને ધમકાવીને, મારાથી દૂર કરવા લાગી. પરંતુ કોણ જાણે મારું રૂપ જોઈને કે મારું શરીર જોઈને યુવાનો મારી આસપાસ આવ્યા જ કરતા.

કૉલેજના પહેલા વરસમાં સાહિત્યના એક પ્રોફેસરની ભાષા બોલવાની છટા અને સાદગી ઉપર હું ખુશ થઈ ગઈ હતી. મને એ યુવાન સમજદાર લાગતો હતો. એના વિચારોમાં ઠરેલપણું લાગતું હતું. બીજા યુવાનોની જેમ એણે એકેય વાર મારી ઉપર ખરાબ નજર નાંખી નહોતી. હું મનોમન એની ઉપર મુગ્ધ હતી.' અચાનક નીલુએ વાત બંધ કરી.

અશોક નીલુના ચહેરા સામે જોઈ રહ્યો પણ નીલુ તો ખોવાયેલી હતી. એ અત્યારે જમવા માટે ટેબલ પાસે બેઠી હતી. પરંતુ એની આંખો સામે ટેબલ પરની વાનગીઓ નહીં પરંતુ કોઈક બીજું જ દૃશ્ય તરવરી રહ્યું હતું.

'વૅકેશનમાં કૉલેજ તરફથી મુંબઈ અને માથેરાન ફરવા જવાનું હતું. હું પણ ગઈ હતી. ખાસ કરીને પેલા પ્રોફેસરનો સંપર્ક થાય એટલા માટે જ ગઈ હતી.

'ઊફ....મેં એને ભલો અને ભોળો માન્યો હતો. પરંતુ એ પણ વાસનાનો નીચ કીડો જ નીકળ્યો.

'એક દિવસે અમે ખૂબ ખૂબ રખડીને પાછા આવેલા. ખૂબ ખૂબ થાકેલાં, ભૂખ્યાં પણ ખૂબ થયેલાં એટલે ખાધું પણ ખૂબ હતું અને થાક અને ખોરાકનું ઘેન બધાં ઉપર પોતાનો જાદુ જમાવી ચૂક્યાં હતાં. પથારીમાં પડતાં જ બધાં ઊંઘવા માંડેલાં. હું પણ ઘસઘસાટ ઊંઘવા લાગેલી. બરાબર આ તકનો લાભ એ પ્રોફેસરે ઉઠાવ્યો અને એણે મારા મોઢા ઉપર પોતાના હાથની જોરદાર પક્કડ લઈને મારી ઉપર બળાત્કારનો પ્રયત્ન કર્યો.

'શ્વાસ રૂંધાયો અને શરીર ઉપર ભાર આવી પડ્યો એટલે મારી ઊંઘ ઊડી ગઈ. હું ઝબકીને જાગી ગઈ અને ધમપછાડા કરવા લાગી. હાથ-પગ હલાવતાં-હલાવતાં અચાનક મારી લાત એ પ્રોફેસરને કોઈક એવી જગ્યાએ વાગી કે એ એક રાડ પાડી ગયો. મારા મોઢા ઉપરથી એની પક્કડ છૂટી ગઈ. એ દૂર જઈ પડ્યો.

'મારી બૂમ સાંભળીને પણ મોટાભાગના સાથીઓની ઊંઘ ન ઊડી. એક બે જણા જાગ્યા ખરા, પણ અંધારામાં એ લોકો કંઈ સમજે એ પહેલાં

હું પડખું ફેરવીને સૂઈ ગઈ અને એ પ્રોફેસર પણ પગ ઘસતો સૂતો રહ્યો. ત્યાર બાદ મેં કૉલેજ બદલી નાંખી.

'એ પ્રોફેસર પછી મનોજ, કાંતિ, કેશવ, ઊર્મિલ....અનેક જુવાનોએ મને આકર્ષી. જો કે હું જ એમની તરફ આકર્ષાઈ, પણ એ બધાં જ વાસનાના કીડા નીકળ્યા. કોઈકે હોટલમાં, કોઈકે મુસાફરીમાં તો કોઈકે એના પોતાના જ ઘરમાં મારી ઉપર બળાત્કારનો પ્રયાસ કર્યો. પરંતુ મારા સારા નસીબે હું દરેક વખતે બચી ગઈ. જો નસીબે મને સાથ ન આપ્યો હોત અને મારું શરીર ચુંથાઈ ગયું હોત તો હું ક્યારનીય ગળે ફાંસો ખાઈને મરી ગઈ હોત.'

બોલતાં બોલતાં જ નીલુ અટકી ગઈ. એને ગળે ડૂમો બાઝી ગયો. શબ્દો જાણે એના ગળામાં અટવાઈ ગયા. એની આંખોમાં આંસુ તરવરી આવ્યા. પણ તરત જ નીલુએ પોતાની જાત ઉપર કાબૂ મેળવી લીધો હોય એમ આંસુઓ લૂછી નાંખ્યા. અને પછી ગળું ખંખેરીને એ બોલી : 'અશોક, બસ ત્યારથી હું ગંભીર બની ગઈ. પરણવાનો વિચાર પણ મેં માંડી વાળ્યો. અને જ્યારે પણ લગ્નનો વિચાર આવતો ત્યારે આંખો સામે કોઈક યુવાન ચહેરો તરવરી ઊઠતો. પણ જે યુવાનને મારામાં રસ ન હોય, એ મને સાચા દિલથી પ્રેમ કરતો ન હોય, એ તો ફક્ત મારા શરીરને પ્રેમ કરતો હોય, મારા શરીરને જ ચાહતો હોય તો હું એની સાથે લગ્ન કેવી રીતે કરી શકું ? અને લગભગ બધા જ યુવાનોની આંખોમાં મને માત્ર વાસનાના સાપોલીયા જ નાચતાં દેખાયાં હતા. કોઈની આંખો હેતથી કે પ્રેમથી નીતરતી નહોતી. હું ગંભીર બની યુવાનોથી દૂર રહેવા લાગી. કોઈ પણ યુવાન સામે નજર માંડવાનું છોડી દીધું. એટલે મારી આસપાસ ફરતા ભમરાઓ પણ મારાથી દૂર રહેવા લાગ્યા. મને અભિમાની, ઘમંડી કહેવા લાગ્યા. પણ હું તો મારી રીતે બરાબર હતી. હવે યુવાનો તરફ મારા મનમાં પૂરેપૂરી નફરત ભરાઈ ગઈ હતી.'

ગંભીર વાત કરતા કરતાંય અચાનક નીલુના ચહેરા ઉપર હાસ્ય પથરાઈ ગયું. એની આંખોમાં ફરી તોફાની હાસ્ય છવાઈ ગયું. એ બોલી : 'કદાચ તમને માઠું લાગશે. માઠું લાગે તો માફ કરજો. પણ જ્યારે મેં તમને

પહેલીવાર જોયા, જ્યારે તમે હવેલીનો ઝાંપો ઉઘાડવા માટે મહેનત કરતાં હતાં ત્યારે પણ મારા મનમાં તમારા તરફ નફરત જ હતી.'

'અને હવે શું છે ?' એકાએક જ અશોક પૂછી બેઠો. જોકે પૂછ્યા પછી એના મનમાં પસ્તાવો થયો કે પોતે એવું પૂછવાની જરૂર નહોતી. એ નીચી ડોક કરીને, ચૂપચાપ ખાવા લાગ્યો. નીલુ પોતાના સવાલનો જવાબ આપશે કે કેમ એની એને શંકા હતી. પરંતુ નીલુએ એની વાતનો જવાબ આપ્યો જ :

'અશોક, મારા મનમાં તમારા માટે શું છે એ તો હુંય જાણતી નથી પણ એટલું તો હું જરૂર કહીશ કે, જ્યારથી મેં તમને જોયા છે ત્યારથી તમે મને આકર્ષવા લાગ્યા છો. અને ધીમે-ધીમે મને તમારા તરફ ખેંચાણ થતું હતું એનું એક મોટું કારણ એ હતું કે, તમે મારી સાથે જરૂર જેટલી જ વાત કરતા. મારો સંપર્ક વધારવા કદી પ્રયત્ન કર્યો નહીં. તમે પપ્પા સાથે વાતો કરતા ત્યારે પણ તમે કદી મારી સામે ઊંચી આંખ કરીને જોતા નહીં. ક્યારેક સામસામે વાત કરવાની તક મળે ત્યારે પણ તમારી આંખોમાં વાસનાના સાપોલિયા નાચ કરતાં દેખાયા નથી.' એટલું કહ્યાં પછી નીલુએ પાણી પીધું અને પછી ગ્લાસ ટેબલ ઉપર મૂકતાં ઉમેર્યું : 'હું માંદી પડી ત્યારે પણ તમે મારી ખબર કાઢવા આવતાં. પરંતુ મારી પાસે બેસવાને બદલે તમે પપ્પા પાસે જ બેસતા. જાણી જોઈને હું તમને ખરીદી કરવા સાથે લઈ ગઈ હતી. એ વખતે અનેકવાર એવા પ્રસંગો આવ્યા, એવા સંજોગો ઊભા થયા કે તમારાથી મારા અંગોનો સ્પર્શ કરી શકાય અને મને માઠુંય ન લાગે. પણ તમે અજાણપણેય એવી ભૂલ કરી નહીં, એટલે તમારા તરફનું મારા મનનું ખેંચાણ વધી ગયું. પણ હું તમારી પવિત્રતાની-સચ્ચાઈની વધુ કસોટી કરવા માંગતી હતી. એટલે મેં તમને આજે જમવા બોલાવ્યા અને તમારા આવવાના સમયે એવું વાતાવરણ ઊભું કર્યું કે તમે મારા રૂપ અને જોબન જોઈને પીગળી જાવ. તમે પીગળ્યા પણ હતાં - એકાદ પળ માટે. પરંતુ તરત જ તમે તમારી જાતને સંભાળી હતી. તમને મારું વર્તન જોઈને નફરત થઈ આવી. જો તમારી જગ્યાએ કોઈ બીજો નીચ યુવાન હોય તો એ કમરામાં આવી ગયો હોત. એણે બારણું પણ બંધ ન કર્યું હોત અને મારા શરીર ઉપર

તૂટી પડ્યો હોત, પણ તમે એમ ન કર્યું, તમે મારી કસોટીમાંથી પસાર થયા -ખરા ઊતર્યા.

અચાનક અશોકે પૂછ્યું : 'આવી કસોટી કરવાની શું જરૂર હતી ? શું અર્થ હતો ?' એના અવાજમાં ગુસ્સાની ઝલક હતી. એ આવેશથી ઊભો થઈ ગયો. ગ્લાસ ઉઠાવીને એકી શ્વાસે પાણી ગટગટાવી ગયો. ગુસ્સાથી એની આંખોમાં લાલાશ તરી આવી હતી. એનો અવાજ પણ ધ્રૂજી રહ્યો હતો અને એની આંખો પણ પહોળી થઈને, નીલુના ચહેરા ઉપર પથરાઈ ગઈ હતી.

અશોકને ગુસ્સે થયેલો જોઈને નીલુ ગભરાઈ ઊઠી. ઝડપથી હાથ લૂછતી એ અશોકની પાસે આવી અશોકના હાથ પકડી લેતાં બોલી : 'મને માફ કરી દો અશોક, મેં જે કંઈ કર્યું એ મારી ભૂલ છે એવું તમને લાગતું હશે. પરંતુ તમે જાણો છો, આ ઘરમાં મારા પપ્પા સિવાય મારું કોઈ નથી. આ દુનિયામાં મારે કોઈ ભાઈ, બહેન, મા, મામા, મામી કે કાકા, કાકી નથી. કોઈ બહેનપણી કે દોસ્ત નથી. આ એકલવાયા જીવનથી હું કંટાળી ગઈ છું, ત્રાસી ગઈ છું. અને એટલે જ હું કોઈ સારા-સાચા સાથીની શોધમાં હતી. અને તમને જોયા-મળ્યા પછી મારી એ શોધ પૂરી થતી હતી. એટલે ફરી વાર દાઝી ન જવાય એટલા માટે સાવચેત હતી. તમારી ચકાસણી કરવાનુ બીજું કોઈ કારણ નથી. અશોક....તમે મને ધુત્કારશો નહિ.' કહેતાં નીલુ અશોકની છાતી ઉપર માથુ મૂકીને રડવા લાગી. એક નાની બાળકીની જેમ એ ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી.

અશોકને ફરી પસ્તાવો થયો. પોતે વિના કારણે ભોળી કબૂતરી જેવી નીલુ ઉપર ગુસ્સો કર્યો એ બદલ અફસોસ જાગ્યો. એણે નીલુને શાંત કરવા, ચૂપ કરવા, આશ્વાસન આપવા અને ધીરજ આપવા નીલુની પીઠ ઉપર પ્રેમ અને હેતથી હાથ ફેરવવા માંડ્યો. નીલુને જાણે એ વહાલ અને હેત ગમ્યા હોય એમ એ જોશથી અશોકની છાતી ઉપર વળગી પડી. પોતાના બેય હાથ એણે અશોકની પીઠ ઉપર ભીંસી દીધા....અશોકનો વહાલ, હેત અને હૂંફભર્યો હાથ માથા ઉપરથી એની કમ્મર સુધી ફરવા લાગ્યો.

અચાનક એક અનોખા પ્રકારની ગુલાબની સુગંધ અશોકના નાકમાં ભરાઈ ગઈ. અશોકે આરતીની હાજરીની નોંધ લીધી.

અશોક નીલુને તરછોડીને ફેંકી દે એ પહેલાં જ આરતીનો અવાજ એના કાને અથડાયો : 'અશોક, તમે જે કર્યું છે, એ બરાબર છે. હવે આપણું મિલન શક્ય બનશે. જો તમે મને મેળવવા માંગો છો તો નીલુને પ્રેમ કરતા રહો.'

'પણ શા માટે ?' એવું કંઈક અશોક પૂછે એ પહેલાં તો આરતીની હાજરી ગૂમ થઈ હોય એવું એણે અનુભવ્યું.

એને થયું કે, આરતી શા માટે આ બધું કરતી હશે ? નીલુ સાથે એને પ્રેમ કરતો જોઈને, ગુસ્સે થવાને બદલે એ ખુશ કેમ થતી હશે ? અને નીલુને પ્રેમ કરવાથી આરતી કેવી રીતે મળી શકશે ?

અશોક બેઠો-બેઠો હજુ આરતીની વાત વિચારી રહ્યો હતો. ત્યાં જ ઑફિસનો પ્યુન આવ્યો, જેથી અશોકના વિચારોમાં ખલેલ પડી. પ્યુનનો ઉતરેલો ચહેરો જોઈ અશોકે પૂછ્યું : 'શું થયું ? આમ ઉતરેલો ચહેરો કેમ છે ?'

પ્યુને માઠા સમાચાર આપ્યા : 'આપણી ઑફિસનાં મૅનેજર બનારસીદાસનું અચાનક આકસ્મિક અંવસાન થયું છે.' એકાએક જ અશોકના મોંમાંથી શબ્દો સરી પડ્યા : 'કેવી રીતે ?' પ્યુને જવાબ આપ્યો : 'સાહેબ પોતાના ઘરના ધાબેથી એ એકાએક ચક્કર આવવાથી નીચે ભોંયતળિયે પટકાઈ પડ્યા.' આટલું કહી પ્યુન રવાના થયો.

અશોકને તુરત જ ખ્યાલ આવી ગયો કે હોય ન હોય આ આરતીનું જ કામ છે. આટલું વિચારતાં જ ફરીથી ગુલાબની સુગંધ આવી, સાથોસાથ આરતીના ખડખડાટ હસવાનો અવાજ આવ્યો. 'અશોક, આપણાં મિલન માટે બનારસીને પણ આપણાં રસ્તામાંથી હટાવવો જરૂરી હતો.' આટલું કહી આરતી ફરી ગુમ થઈ ગઈ.



# ૧૪

પ્રેમ પાંખો વિના ઊડે છે અને પગ વિના પણ આગળ વધે છે. બે જુવાન દિલ વચ્ચે પ્રેમ જાગે પછી જાણે બધું જ સૂઈ જાય છે-બધું જ ભુલાઈ જાય છે. રાત દિવસ સારું-ખરાબ કંઈ જ યાદ રહેતું નથી.

અશોક અને નીલુ વિષે પણ એમ જ બન્યું. બન્નેમાંથી કોઈને કશું જ યાદ રહ્યું નહિ. બન્ને જણાં એકમેકના પ્રેમમાં ખોવાઈ ગયા. રાત હોય કે દિવસ, સાંજ હોય કે સવાર, નીલુ અને અશોક ગમે ત્યારે એકબીજાને મળતાં.

અશોક નીલુ વિના નહોતો રહી શકતો અને નીલુ અશોક વિના નહોતી રહી શકતી. નીલુ અશોકને મળવા માટે હવેલીમાં દોડી આવતી અને જો નીલુ ન આવે તો અશોક એને મળવા દોડી જતા. બન્ને જણા એકમેકની આંખોમાં આંખો પરોવીને બેસી જતાં અને સપનાઓની દુનિયામાં ખોવાઈ જતાં. બન્ને જણાં ખૂબ-ખૂબ વાતો કરતાં અને એકમેકનો ચહેરો જોવામાં તલ્લીન બની જતા.

નીલુ તો અશોકને મેળવીને જાણે બધું જ ભૂલી ગઈ હતી. એ પોતાના મૅજર બાપને પણ ભૂલી ગઈ હતી. અને અશોક પણ જાણે બધું જ ભૂલી ગયો હતો.

હા, એક આરતી એને યાદ હતી. આરતી એની પાસે આવતી, વાતો કરતી અને ચાલી જતી. ઘણી વખતે તો નીલુની હાજરીમાં પણ આરતી હાજર થતી. જો કે એ નીલુની સામે આવતી નહીં. અને નીલુને એની હાજરી પણ વર્તાતી નહીં. એની હાજરી તો માત્ર અશોક જ અનુભવી શકતો.

ઘણી વાર અશોકને થતું કે, આરતી વિષેની વાતો પોતે નીલુને કહી દે. પરંતુ આરતી રાતના મળવા આવતી ત્યારે વારંવાર અશોકને ચેતવણી આપતી : 'અશોક તમે ભૂલમાંય મારું નામ નીલુ સામે લેશો નહિ. નીલુ પાસે મારી કોઈ વાત કરશો જ નહિ.'

અશોક દલીલ કરવા માટે હોઠ ફફડાવતો. પરંતુ આરતી તરત જ એને અટકાવી દેતી : 'અશોક, તમે નીલુ પાસે એવી કોઈ વાત કરો તો તમને મારા સોગંદ છે !' અને આરતીના સોગંદ પાસે અશોક લાચાર બની જતો. ઘણી વાર નીલુ સાથે વાતો કરતાં કરતાં પણ એના હોઠ સુધી આરતીનું નામ આવી જતું. પણ તરત જ આરતીના સોગંદ યાદ આવતાં અને અશોક હોઠ સુધી આવેલું આરતીનું નામ પાછું ચાવી જતો.

શિયાળાની ઠંડી સાંજના, અંધારા અને એકાંત વાતાવરણમાં કૉફી-હાઉસમાં બેઠેલી નીલુએ એકાએક અશોકને પૂછ્યું : 'અશોક, હવે આપણે ક્યાં સુધી ચોરી-છુપીથી મળ્યા કરીશું ?'

ગરમ કૉફીનો સ્વાદિષ્ટ ઘુંટડો ગળા નીચે ઉતારતાં અશોકે જવાબ આપ્યો : 'નીલુ, તારી વાત ગલત છે. આપણે ચોરીછૂપીથી મળતાં જ નથી. આપણે તો મૅજરસાહેબને કહીને જ સાથે નીકળ્યા છીએ.'

એક બાળકની જેમ અશોકને દલીલ કરતો જોઈને નીલુ ખીજવાઈ ગઈ : 'અશોક, હું એમ કહેવા માંગતી નથી. પણ આપણે આ રીતે એકબીજાને પ્રેમ કરીએ છીએ, એકમેકના શરીર સાથે જકડાઈએ છીએ, ભીંસાઈએ છીએ એની ક્યાં કોઈને ખબર છે ?'

'ખબર પડે તોય શું ? પ્રેમ કંઈ પાપ નથી - અપરાધ નથી.'

અશોકનો જવાબ સાંભળીને નીલુની નારાજગી બેવડાઈ ગઈ : 'અશોક, પ્રેમ એ પાપ નથી પણ હું હવે આ રીતે છુપાઈને મળવા માંગતી નથી.'

'તો આપણે હવે જાહેરમાં મળીશું ?'

નીલુએ જોશથી કૉફીનો કપ ટેબલ ઉપર પટકી દીધો. ઠીક ઠીક

અવાજ થયો પણ કપ તૂટ્યો નહીં. નીલુ છંછેડાઈને લગભગ બરાડતી હોય એવા અવાજે બોલી : 'નથી મળવું મારે જાહેરમાં...!' કહેતી એ ઊભી થઈ. પણ એ ઊભી થઈને આગળ વધે એ પહેલાં અશોકે એનો કોમળ હાથ પકડીને, ખેંચીને, પાછી બેસાડી દીધી : 'તો પછી કેવી રીતે મળવું છે, એ કહેને...! ?' હવે અશોકના અવાજમાં લાડનો રણકો વર્તાતો હતો.

નીલુએ ધુંવાફુંવા થતાં અશોકના ચહેરા સામે જોયું. પણ અશોકના ચહેરા ઉપર લુચ્ચાઈ, નફટાઈ અને શરારતના ભાવ જોઈને એ મોઢું ફુલાવીને બેસી ગઈ. એને મનમાં હસવું પણ આવી ગયું. પણ એણે એ હાસ્ય દબાવી રાખ્યું.

અશોકે પોતાનો હાથ લંબાવીને નીલુનો ચહેરો પોતાના હાથે, પોતાની તરફ ફેરવ્યો : 'નીલુ, સાચું પૂછ તો મને પણ આ રીતે છૂપાઈ-છૂપાઈને મળવું ગમતું નથી. હું તો તને હંમેશ માટે મેળવી લેવા માગું છું. હું પણ હવે તારા વિના નથી રહી શકતો....!'

'સાચ્ચે જ ....!' નીલુ જાણે અશોકની વાત માનવા તૈયાર ન હોય એમ અશોક સામે જોઈ રહી. એણે અશોકનો હાથ પોતાના હાથમાં લઈ લીધો.

અશોકે એના ગોરા, લીસ્સા અને કોમળ હાથ ઉપર પોતાનો હાથ થોડીક વાર સુધી ફેરવ્યો અને પછી ધીમેથી હાથને દબાવતાં બોલ્યો : 'સાચે જ નીલુ, હવે હું તારા વિના નથી રહી શકતો. હું તને મારા શરીર સાથે જકડી લેવા માગું છું. તને લઈને એવી જગ્યાએ ચાલ્યો જવા માંગુ છું કે, જ્યાં આપણા બે સિવાય ત્રીજું કોઈ ન હોય. એક બસ તું હોય અને એક હું હોઉં !'

નીલુએ પણ અશોકનો હાથ એટલી જ ગરમીથી દબાવ્યો. બન્ને જણાં ક્યાંય સુધી એકમેકની આંખોમાં આંખો નાંખી બેસી રહ્યા.

બન્ને કૉફી-હાઉસની બહાર નીકળ્યા ત્યારે ઘણું મોડું થઈ ગયું હતું. ઠંડી પણ વધી ગઈ હતી.

નીલુને એના ઘરે મૂકી દીધા પછી અશોક પોતાના ઘરે પહોંચ્યો. કમરાનું બારણું ઉઘાડતાં જ ગુલાબની અનોખી સુગંધથી એનું નાક ભરાઈ ગયું. નીલુની હાજરી એ વખતે હતી. અશોકે ઝડપથી બારણું બંધ કર્યું, ત્યાં જ આરતીનો હસતો ચહેરો એને દેખાયો : 'કેમ, બહુ મોડે સુધી રખડવા માંડ્યું છે ને ?'

'આરતી....તેં મને બરાબર ફસાવી નાંખ્યો છે. હવે એ નીલુ મારી સાથે લગ્ન કરવા માગે છે.'

'હા, બરાબર છે....!'

પણ હું એની સાથે લગ્ન કરવા માંગતો નથી.'

'કેમ, શું વાંધો છે ?'

'હું તને પ્રેમ કરું છું....હું તને મેળવવા માંગુ છું.'

'જો મને મેળવવી હોય, તો તમારે નીલુ સાથે લગ્ન કરવા જ પડશે.'

'પણ એ તો લગ્ન કરી શકે એમ જ નથી, અગર જો નીલુ લગ્ન કરશે તો સોહાગરાતે જ એ મરી જશે અને કોઈ સોહાગણનાં સપનાઓ હું રોળી નાંખવા માંગતો નથી.'

આરતી ચમેલીનાં ફૂલો વિખેરતી હોય એમ હસી પડી : 'અશોક, એ મરી જવાની છે એટલા માટે તો હું તમને લગ્ન કરવાનું કહું છું.'

'પણ એનાથી શો ફાયદો....? ભલેને એ જીવતી રહે....!'

'એ જીવતી રહેશે....!' આરતીએ જવાબ આપ્યો. અને એ જવાબથી, કોઈ એકાએક ધડાકાથી ચોંકી ઊઠે એમ અશોક ચોંકી ઊઠ્યો : 'શું કહે છે આરતી તું ? નીલુ તો લગ્નની રાતે જ મરી જવાની છે. અને તું પણ એ જાણે છે, છતાંય તું કહે છે કે, એ જીવતી રહેશે ? કેવી રીતે ?'

'તારો પ્યાર એને જીવાડશે અશોક....!'

'પણ હું એને મેળવવા માંગતો નથી. હું તો આજે પણ તને જ પ્રેમ કરું છું.'

આરતી હસી પડી અને પછી ગંભીર બનીને અશોકની આંખોને એકીટસે તાકી રહી. પછી ખૂબ ગંભીર અને ધીમા અવાજે બોલી : 'અશોક, હવે તમે એકી સાથે બેય જણને પ્રેમ કરો છો, તમે મને પણ પ્રેમ કરો છો અને મારા જેટલું જ નીલુને પણ ચાહો છો, અને એ બેયને મેળવવા માંગો છો.'

'હા, પણ હું એ બેયમાંથી એકેયને મેળવી શકતો નથી.' અશોક એકદમ ઉતાવળ અને અધીરાઈથી બોલી ઊઠ્યો : 'આરતી, તું પણ મને મળી શકે એમ નથી. હું તને તો હાથ લગાવી શકતો નથી અને નીલુને પણ મેળવી શકતો નથી. નીલુ સાથે લગ્ન કરી શકાય એમ નથી. એનાં તો લગ્ન થશે એ રાતે જ એ મરી જશે. મારે શું કરવું ? ક્યાં જવું ? હું તો હેરાન-પરેશાન થઈ ગયો છું.' અશોકે પોતાના બેય હાથો વચ્ચે માથું પકડી લીધું.

આરતીએ એ જ રીતે ગંભીર અને ધીમા અવાજે અશોકને ધરપત આપી : 'આમ આકરા ન થાવ અશોક, હવે તમારી મૂંઝવણ દૂર થઈ જવાની છે. તમે હવે નીલુ સાથે લગ્ન કરી લો.'

'પણ લગ્ન પછી શું ? એ તો મરી જશે અને તું પણ નહીં મળે ?'

'અશોક, હું જે કંઈ કહું છું તે સમજીને કહું છું. તમારે જરાય મુંઝાવાની જરૂર નથી. એ મરી જાય તો ભલે મરી જાય, એક વાર એની સાથે લગ્ન કરી લો, પછી હું બધું જ ફોડી લઈશ !'

'એમ નહીં આરતી, તું મને બધી વાત વિગતવાર સમજાવ. મને કંઈક સમજ પડશે તો જ હું નીલુ સાથે લગ્ન કરીશ.'

આરતી ફિક્કું હસી પડી અને પછી અશોકને ફોસલાવતી હોય, સમજાવતી હોય એમ બોલી : 'અશોક, આમ જીદ ન કરો. એક વાર તમે

લગ્નનું પાકી કરી નાંખો. જો તમે મને મેળવવા માંગતા હશો તો તમારે આ બધું જ કરવું પડશે.'

અશોકે આરતી સામે જોયું. એની આંખોમાં એક ન સમજાય એવી અકળામણ હતી, મૂંઝવણ હતી. એ આજીજી કરતો હોય એમ બોલ્યો : 'આરતી, શા માટે મને પરેશાન કરે છે ? મને કંઈક સમજાય એવી વાત કર.'

આરતીને અશોકની જાણે દયા આવી ગઈ. એ અશોકને હિંમત બંધાવતાં બોલી : 'અશોક જરા ધીરજ રાખો, હું તમને બધી જ વાત વિગતે સમજાવીશ. પણ, તમે એક વાર નીલુ સાથે લગ્નનું પાકું કરી નાંખો. એના બાપની પણ મંજૂરી મેળવી લો, અને એ બધું પાકું થઈ જશે પછી હું જરૂર તમને વાત સમજાવી દઈશ. અત્યારે આખી વાત કરવાનો કોઈ અર્થ નથી. કદાચ અત્યારે મારી વાત તમને ન પણ સમજાય.'

'પણ વાત શી છે ? અને તું મને ક્યારે સમજાવીશ ?'

'લગ્ન પહેલાં, તમે નીલુ સાથે લગ્ન કરવાના હશો એની આગલી રાતે હું બધી વાત તમને સમજાવી દઈશ.'

અશોકે ફરી બે હાથ વચ્ચે પોતાનું માથું પકડી લીધું. અશોકની પરેશાની જોઈને આરતી બોલી : 'અશોક, તમે આમ પરેશાન ન થાવ. મૂંઝવણને મનમાંથી કાઢી નાંખો અને નિરાંતે સૂઈ જાવ, નહિતર તમારી તબિયત બગડશે....!' અને પછી આરતી એકાએક ગૂમ થઈ ગઈ. અશોક ક્યાંય સુધી એ જ રીતે બેસી રહ્યો.

બીજા દિવસની સવારે અશોક નાહી-ધોઈને બહાર નીકળ્યો ત્યારે એની નજર સામેના મકાનની અગાસી ઉપર ઊભેલી નીલુ પર ગઈ. નીલુ એની તરફ જ જોઈ રહી હતી. અશોક ઉપર નજર પડતાં જ એ મીઠું મીઠું મલકી. જવાબમાં અશોક પણ મલકાયો.

એની નજર નીલુ ઉપરથી ખસીને બંગલાના કમ્પાઉન્ડમાં, શિયાળાનો

હુંફાળો તડકો માણવા, ખુરશી નાંખીને બેઠેલા મૅજર ઉપર પડી. મૅજર મોઢામાં પાઈપ નાંખીને છાપુ વાંચતા હતા. સૂરજનો તડકો એમના પડખાને શેકી રહ્યો હતો. અશોકને પણ એ હુંફાળા તડકામાં બેસવાનું મન થયું કે પછી બીજું ગમે તે કારણ હોય, અશોક પોતાના મકાનનું બારણું બંધ કરીને સામેના બંગલા તરફ ચાલવા લાગ્યો.

એને આવેલો જોતાં જ મૅજર બોલી ઊઠ્યા : 'આવ, આવ, અશોક ! કંઈ બહુ વખત પછી દેખાયા ને....?'

'ના, ના, ગઈ કાલે આવેલો પણ તમે ક્યાંક બહાર ગયા હતા.'

મૅજર કોઈ પણ કારણ વિના, પોતાની હંમેશની ટેવ મુજબ 'હો-હો-હો' કરતાં હસી પડ્યા. અશોક દૂર પડેલી ખુરશી ખેંચીને લઈ આવ્યો અને પછી નીલુને જોઈ શકાય એવી રીતે ખુરશી ઉપર બેસી ગયો.

મૅજર થોડીક વાર સુધી છાપું વાચતા રહ્યા અને પછી છાપાને સંકેલતાં એમણે પૂછ્યું : 'હમણાં તમે રોજ આવો છો, કેમ ?'

નીલુ ઉપરથી નજર ખસેડી અશોકે મૅજર ઉપર મીટ માંડી :'હા એવું ખરું ?'

'કેમ ? શા માટે....? દરરોજ આવવાનું કારણ શું છે ?'

મૅજરનો સવાલ સાંભળી અશોક એકાએક ચોંકી ગયો. પછી જીભના લોચા વાળતો થોથવાતો એ બોલ્યો : 'એવું છે ને.....એવું છે ને....મને નીલુ બોલાવે છે....!' અને એમ કહેતાં એણે પોતાની આંગળી સામે અગાશીમાં ઊભેલી નીલુ તરફ લંબાવીને ઇશારો કર્યો. નીલુ અગાશીના કાંઠલા ઉપર પોતાની કોણીઓ ટેકવીને ઊભી હતી.

મૅજરે એક નજર એની તરફ નાંખી અને પછી અશોક તરફ જોઈને પૂછ્યું : 'શું નીલુ સાથે લગ્ન કરવાનો વિચાર છે ?'

'હા, ના....હા....!' ગભરાઈને અશોકે જવાબ આપી દીધો. મૅજર અચાનક અને સીધો જ સવાલ કરશે એવું એણે સપનેય ધાર્યું નહોતું. પણ

મિલીટરીમાં ઉપરી તરીકે રહી ચૂકેલા મૅજર બિલકુલ વહેવારિક નહોતા. વાતમાં મોણ નાંખવાની કે વાતને લંબાવવાની એમને ટેવ નહોતી. જે દિલમાં હોય તે જ કહી નાંખવાની તેમની આદત હતી.

છેલ્લા કેટલાય દિવસોથી તેઓ નીલુમાં થઈ રહેલા ફેરફારો જોતા હતાં. આજકાલ નીલુ ખૂબ જ ખુશ રહેતી હતી. અશોકને ઘરે પણ જતી હતી અને અશોક પોતાને ઘેર કોઈ પણ ખચકાટ વિના આવી શકે એટલા માટે તેઓ ઘણીવાર બહાર ચાલ્યા જતા હતા. જો કે અશોક ઉપર એમને પૂરેપૂરો વિશ્વાસ હતો. પોતાની છોકરીના ભોળપણનો ગેરલાભ અશોક નહિ લે, એવી પણ એમને ખાતરી હતી. અને એટલે જ આજે એમણે અશોકને સીધો લગ્ન વિષે સવાલ પૂછયો હતો. પછી અશોકનો ગભરાટ જોઈને તેઓ હસ્યાં હતા અને હસતાં હસતાં જ એકાએક મૅજરસાહેબ અટકી ગયા. ગંભીર થઈ ગયા. અને પછી તેઓ બોલ્યા : ‘અશોક, મને પણ ઇચ્છા થાય છે કે, હું નીલુના હાથ પીળા કરીને એને ઠેકાણે પાડી દઉં અને આ જવાબદારીમાંથી મુક્ત થઈ જાઉં.....જો નીલુની મા અત્યારે જીવતી હોત તો તેણે ક્યારનીય આ જવાબદારી પૂરી કરી દીધી હોત. પણ જ્યારથી મેં એનું ભાવિ જાણ્યું છે ત્યારથી હું એને પરણાવી શકતો નથી.’ આટલું કહીને મૅજર અટકી ગયાં. થોડીક વાર ચૂપ રહ્યા પછી તેઓએ આગળ ચલાવ્યું : ‘અશોક, એનું ભાવિ જાણ્યા પછી પણ હું એને પરણાવવા તૈયાર છું. હું એવી બાબતોમાં માનતો નથી. નસીબનો ભરોસો ક્યારેય મેં કર્યો નથી. બર્માના મોરચે પણ મને મારા નસીબે નહીં, મારા સાહસે જ સફળતા અપાવેલી. પણ જવા દો એ વાત....!’ મૅજર ફરી ચૂપ રહ્યા. અશોક સામે એકાદ પળ જોઈ રહ્યા અને પછી બોલ્યા :

‘અશોક, સાચી વાત તો એ છે કે, કોઈને ય અંધારામાં રાખીને હું નીલુના લગ્ન કરવા માંગતો નથી. એની સાથે લગ્ન કરવા માંગતા મુરતિયાને હું ચોખ્ખી જ વાત કરું છું. પણ લગ્નની પહેલી રાતે જ નીલુ મરી જવાની છે એવી વાત સાંભળીને બધા આઘા ખસી જાય છે.’

એકીટસે મૅજરની વાત સાંભળી રહેલા અશોકે જોયું કે, મૅજરના અવાજમાં ધીમે ધીમે દર્દ ઘુંટાવા અને વધવા લાગ્યું હતું. મૅજરે આગળ બોલવાનું શરૂ કર્યું હતું : 'અશોક, મને દિવસ-રાત નીલુની ચિંતા સતાવે છે. હું હવે બહુ બહુ તો પાંચ-સાત વરસ કાઢીશ. પછી નીલુનું કોણ ? આમ તો નીલુ ચાલાક છે. હોંશિયાર છે અને હિંમતબાજ છે. પણ ગમે તેમ તોય એ એક ઓરત છે. ઓરતને હંમેશાં રક્ષણની જરૂર રહી છે અને નીલુનું રક્ષણ કોણ કરશે ? એ એક ચિંતા દિવસ અને રાત મારા મનને કોતરી રહી છે.'

'એ ચિંતા તમે છોડી દો, હું નીલુનું રક્ષણ કરીશ. હું એની સાથે લગ્ન કરીશ.' અશોકે હિંમતથી કહી નાંખ્યું.

મૅજરે એને ચકાસવા માટે પૂછ્યું : 'અશોક, તમે જાણો છો કે લગ્નની રાતે જ નીલુ મરણ પામવાની છે છતાંય એની સાથે લગ્ન કરવા માંગો છો ?'

'હા, હું એવી વાતોમાં માનતો નથી. હું લગ્ન કરીશ અને લગ્ન પછી પણ નીલુ જીવતી જ રહેશે. એનો વાળ પણ વાંકો નહીં થાય.'

મૅજરસાહેબ ખુશીથી ટટ્ટાર થઈ ગયા. પણ આનંદના આવેશને કારણે એમને ગળે ડૂમો ભરાઈ આવ્યો. એ એક શબ્દ પણ આગળ બોલી શક્યા નહિ.

હવે મૅજર સાથે લગ્નની વાત પાકી થઈ ગઈ હતી. એ રાતે જ અશોકે આરતીને કહ્યું : 'આરતી, લગ્નની વાત પાકી થઈ ગઈ છે. મૅજરસાહેબ લગ્ન કરવા માટે તૈયાર થઈ ગયા છે. નીલુ તો તૈયાર જ છે. હવે તું મને બધી વાત વિગતવાર સમજાવ.

આરતીએ ગંભીરતાથી કહ્યું : 'અશોક લગ્ન કરીને આરતી અહીં આવશે અને પલંગ ઉપર બેસશે. અને જેવો તમે ઘુંઘટ ઊંચો કરશો તેવી જ એ મરણ પામશે....!'

અશોક મોઢું પહોળું કરી, અવાચક બનીને જોઈ રહ્યો. આરતી જરાક

અટકીને, આગળ બોલી : 'અને પછી હું એ નીલુના ખાલી ખોળિયામાં પ્રવેશી જઈશ. નીલુ ફરીથી જીવતી થશે અને નીલુના શરીરમાં મારો આત્મા હશે. તમે નીલુને પણ ચાહો છો અને મને પણ ચાહો છો. એટલે તમે બેયને મેળવી શકશો-આપણું પણ મિલન થઈ જશે....!'

* * *

લગ્ન વખતે અશોક કોઈ ઘોંઘાટ કે હો-હા કરવા માંગતો નહોતો. એક વાર લગ્ન પતી જાય, આરતી નીલુના શરીરમાં આવી જાય એ પછી નિરાંતે જ એ બધી ધમાલ કરવા માંગતો હતો. પોતાના ઘરનાને પણ એ લગ્ન અંગે કશું જ જણાવવા માંગતો નહોતો. વળી એને બીક હતી કે ઘરના લોકોને જોશે તો મૅજરસાહેબ સાચી વાત કર્યા વિના નહીં રહે. અને જો ઘરના લોકો એમ જાણશે કે નીલુ લગ્નની રાતે જ મરણ પામવાની છે એવી આગાહી અગાઉ થઈ ચૂકી છે, તો ઘરના લોકો લગ્ન અટકાવવા પૂરો પ્રયત્ન કરશે અને કોઈ પણ હિસાબે આ લગ્ન થવા નહીં દે.



# ૧૫

હવે અશોકનો વધારે સમય મૅજરસાહેબને ત્યાં વીતતો હતો. ઑફિસે જતાં-આવતાં એ અચૂક મૅજરસાહેબને મળતો અને મૅજરસાહેબ પણ એને ખૂબ માન અને પ્રેમથી બોલાવતા બેસાડતાં.

જ્યારે-જ્યારે અશોક અને મૅજરસાહેબ વચ્ચે વાત નીકળતી ત્યારે મૅજરસાહેબ અશોકને ટકોરતાં : 'ભઈ અશોક, તમારે કોઈને કંઈ પૂછવું હોય તો જઈને પૂછી જુઓ, હજુ પણ સમય છે. તમારે ઘરે જઈને વાત કરવી હોય તો કરી આવો, ઘરવાળાં અહીં આવી શકે એમ ન હોય તો તમે નીલુને ત્યાં લઈ જાવ.'

અશોક હસીને કહેતો : 'ના, મુરબ્બી એવી કોઈ જરૂર નથી.'

મૅજર ફરી ગંભીરતાથી કહેતાં : 'અશોક, તમારું લોહી ગરમ છે. હજુ તમે ઠરેલ નથી. અને એટલે જ હું તમને વારંવાર કહું છું કે, હજુ સમય છે. લગ્ન થઈ જશે પછી કંઈ નહીં થઈ શકે.'

જવાબમાં અશોક કહેતો : 'તમે એની કોઈ ચિંતા ન કરો, મુરબ્બી.' અને એ જવાબ સાંભળીને મૅજરસાહેબ મોઢામાં પાઈપ દબાવીને બેસી જતા.

જે રીતે મૅજરે અશોકને ચકાસી જોયો હતો એ જ રીતે નીલુને પણ ચકાસી જોઈ હતી. એમણે નીલુને પૂછ્યું હતું : 'નીલુ બેટી, અશોક તારી સાથે લગ્ન કરવા માંગે છે.'

લગ્નનું નામ પડતાં જ નીલુના ચહેરા ઉપર શરમના લાલ શેરડા

ઊપસી આવ્યા હતા. એની આંખો ઝૂકી ગઈ હતી અને ખુશીથી બન્ને ગાલ ફૂલી ગયા હતા.

નીલુને ખુશ જોઈને મૅજર પણ ખુશીથી ફુલાઈ ગયા હતા અને પછી એમણે ધીમેથી પોતાની દીકરીને કહ્યું હતું : 'બેટા, તારી મા હોત તો આજે મારે માથે આવી કોઈ ચિંતા ન હોત, પણ હવે તું મને જ તારી મા સમજી લે !' મૅજરે નીલુને ખભે પોતાના હાથ મૂક્યો. એમનું ગળું ભરાઈ આવ્યું હતું. ગળગળા સાદે એમણે પૂછ્યું : 'દીકરી, અશોક તને ગમે છે ?'

જવાબ આપવાને બદલે નીલુએ હકારમાં ડોકું ધુણાવી દીધું. પણ મૅજરને એ મંજૂર નહોતું. એમણે નીલુનો ચહેરો પોતાની તરફ ઊંચો કરતાં પૂછ્યું : 'એમ નહિ, હું તારા મોઢે 'હા' કે 'ના'નો જવાબ સાંભળવા માગું છું.'

નીલુએ ફરીથી ગરદન નમાવી દીધી. આંખો ઢાળતાં એણે ફરી હકારમાં ડોકું હલાવીને 'હા' પાડી અને પછી પોતાનામાં હતું એટલું બધું જોર કરીને એ પાછી વળીને પોતાના કમરા તરફ દોડી ગઈ.

મૅજર 'હો-હો-હો' કરતાં હસી પડ્યા અને ત્યાંથી સીધા પંડિતજી પાસે પહોંચ્યા. જેથી તેઓ લગ્નનું મુહૂર્ત વગેરે નક્કી કરી શકે.

અને માત્ર પંદર દિવસના ટૂંકા ગાળામાં જ અશોક અને નીલુના લગ્ન થઈ ગયા.

જો કે અશોકની હાલત તો અત્યારે ચાવી આપેલા પૂતળા જેવી જ હતી. એને એમ લાગતું હતું કે, પોતે જાતે પરણી રહ્યો નથી. પોતાની ઇચ્છા મુજબ કંઈ થઈ રહ્યું નથી. પરંતુ આ બધું જ, આ લગ્ન વગેરે એની પાસે જાણે કોઈ બળજબરીથી કરાવી રહ્યું છે. અને વાત પણ સાચી હતી. એ આરતીના કહેવા પ્રમાણે જ કરી રહ્યો હતો. આરતી એના ગયા જન્મની પત્ની હતી. પતિનો પ્રેમ મેળવવા માટે એ ઝૂરી ઝૂરીને દિવસો પસાર કરતી હતી ત્યાં એક દિવસ એના જ સસરાએ એને ખતમ કરી નાંખી હતી. હવે એ જ આરતી અશોકનો પ્રેમ મેળવવા

માટે તડપતી હતી અને આ જન્મમાં જુવાન થયેલા અશોકને મેળવવા માંગતી હતી.

મૅજર, અશોક અને આરતી એ ત્રણેય જણા જાણતાં હતાં કે, લગ્નની પહેલી રાતે જ નીલુ ખતમ થઈ જવાની છે.

જો કે; મૅજર તો એ વાત પૂરેપૂરી માનતો નહોતો, એવી વાતોમાં એને ઝાઝો વિશ્વાસ પણ નહોતો, છતાંય એના મનમાં શંકા હતી.

એ શંકાને કારણે જ એણે અત્યાર સુધી નીલુને પરણાવી નહોતી. પણ જ્યારે નીલુ અને અશોકને એણે પ્રેમબંધનમાં બંધાયેલા જોયાં, ત્યારે એને લાગ્યું કે, અશોક નીલુને સારી રીતે સાચવી શકશે. વળી પોતાની જિંદગીનો પણ હવે કોઈ ભરોસો નહોતો. કોણ જાણે ક્યારે મોત આવી જાય ? ત્યાર પછી નીલુનું કોણ ?

અને પતિ વિનાની-આશા વિનાની નીલુ વધુ જીવશે પણ કેવી રીતે ? જો મોત આવવાનું હશે તો એને કોઈ ટાળી શકવાનું નથી. ભગવાનને જે ઠીક લાગશે એમ કરશે એમ આખાય સંજોગોનો ભાર એમણે ભગવાનને ખભે ચઢાવી દીધો અને પોતે આંખો મીંચીને, ખુરશીમાં લાંબા થતાં છૂટકારાનો દમ લીધો.

લગ્નની રાતે જ નીલુ અને અશોક પોતાના કમરામાં આવ્યા.

અશોકે કોઈ મહેમાનોને બોલાવ્યા નહોતા. પોતાના શયનખંડને પણ બહુ શણગાર્યો નહોતો. એક માત્ર પલંગ એ લઈ આવ્યો હતો અને પલંગ ઉપર થોડાંક ફૂલો બિછાવ્યાં હતાં.

નીલુ હજુ પલંગ ઉપર બેઠી હતી અને અશોક બારણું બંધ કરીને સાંકળ ચડાવી રહ્યો હતો ત્યાં જ પેલા અનોખા પ્રકારની ગુલાબની સુગંધથી કમરો ભરાઈ ગયો.

અશોકના શરીરમાં આછી ધ્રુજારીનું એક મોજું ફરી વળ્યું. આરતીની યાદ આવતાં જ એના હાથ-પગ પરસેવે ભીંજાવા લાગ્યા. એની જીભ અને

હોઠ જાણે સુકાતાં હોય એમ એણે હોઠ ઉપર જીભ ફેરવીને નીલુ તરફ જોયું.

નીલુ માથું પકડીને બેઠી હતી. એનું માથું સખત રીતે ચકરાઈ રહ્યું હોય એવા ભાવ એના ચહેરા ઉપર દેખાતા હતાં. અશોકે દોડવા માટે પગલું ભર્યું ત્યાં તો નીલુ પલંગ ઉપર ઢળી પડી અને એની સાથે આરતીનો અવાજ સંભળાયો : 'અશોક... હવે મને મારું કામ કરવા દો. તમે જ્યાં ઊભા છો ત્યાં જ ઊભા રહો.'

અશોક ચૂપચાપ એક પૂતળાની જેમ ઊભો રહ્યો. એણે બારી તરફથી આવી રહેલો આરતીનો આકાર જોયો. શિકારને જોઈને શિકારીની આંખો ચમકે એમ આરતીની આંખો ચમકી રહી હતી. ધીમે ધીમે એ આકાર નીલુના શરીર ઉપર જામવા લાગ્યો, અંદર પેસી જવા લાગ્યો અને છેવટે ગુલાબની તીવ્ર સુગંધના એક ઝાટકા સાથે સુગંધ ખતમ થઈ ગઈ.

આળસ મરડીને નીલુ બેઠી થઈ ગઈ. પણ એ હવે નીલુ નહોતી, નીલુ તો મરી ગઈ હતી. એની જગ્યાએ આરતી જન્મી હતી.

અશોકે દોડીને આરતીને ગળે લગાડી લીધી. આરતી પણ ઝાડને વેલ વળગે એમ અશોકને વળગી પડી.

અશોક અને આરતી બન્ને હંમેશ માટે એક બની ગયા.



 